REGISTERED No B. 185.




[ पुस्तक ] १९. पौष सं० १९६२. दर्शन ( अंक ) २

श्लोकः ॥

यस्योत्तमांगोपरि तावकीना
पादाब्जकांतिर्मुकुटायमाना ।
तस्यांघ्रियुग्मस्य भवत्यधस्ता-
दापद्गण शोचति चातिसर्वं ॥

અર્થ — હે સર્વાતીત પ્રભો! જેના મસ્તકઉપર આપનાં ચરણકમળની કાંતિ મુકુટરૂપ થઈ રહે છે તે પુરુષના પોતાના ચરણકમળની નીચે આપત્તિના સમૂહ આવી શોક કરે છે ( અર્થાત્ આપના ઉપાસકો વિપત્તિમાનને પોતાના પગતળે ચાંપે છે )

प्रतिष्ठा करनार

## श्रेयस्साधकआधिकारिवर्ग.

...'लक्ष्मीविलास' लिमिटेड प्रेसमां मुद्रांकित कर्युं

वार्षिक उपहार वर्षारम्भकाळे ज रु. २.

# प्रश्नानुक्रमणिका.

પ્રશ્ન. વિસ્તાર.




रूप (पुस्तक) १९—पौष कृष्ण० १५. संवत् १९६२. दर्शन (अंक) ३.

॥ ॐ श्रीँ ॥

# सद्गुरुना बोधना श्रवणथी साधकना आश्चर्योद्गार.

૫૬. ( શૃંગાર શાણી નવોઢા તરણી, એ લય. )

ટંકાર આ શો અહો આજ આવે, ધ્વનિ દિવ્ય ગંભીર કોણ સુણાવે;—
ગગન ધ્રુજે છે, દિગ્ ડોલે છે, નાદ ( એ ) અનુપમ કો સંભળાવે;—
ચૌદ ભુવનમાં, ને નિર્જનમાં, કયુ સ્વર કો પૂર્ણ પૂરાવે;—
આકાશે કે પાતાલેથી, દિવ્ય ગિરા એ કો ગગણાવે;—
વેદધ્વનિ કે, બ્રહ્મનાદ એ, સ્વર અદ્ભુત ધરા ધધણાવે;—
ક્યાં ઉદ્ભવતો, ક્યાંથી સ્ફુરતો, પ્રબલ પરાક્રમ એ ધ્વનિ લાવે;—
પૂર્ણ મધુરતા, પૂર્ણ મૃદુતા,—પૂર્ણ કૃપામય નાદ કો છાવે;—
હા હા એ તો, સ્વર સદ્ગુરુનો, અણુ અણુ પૂર્ણપણે ગગણાવે;—
જ્ઞાન પ્રબોધે, તત્ત્વને બોધે, ગુપ્ત રૂડા સંકેત બતાવે;—
સત્ય જણાવે, ગૂઢ ભણાવે, દૈવી પ્રભાવકલા દર્શાવે;—
' હું તે તું છું, તું તે હું છું, ' અભિન્ન ભાવ ગુરુ એ સ્ફુરાવે;—
અધિકારી જન, સુભાગી સજ્જન,—ઉર હૃદયે અતિ હર્ષ અણાવે;—
ધન્ય પ્રભો અહો ! ધન્ય પ્રભો અહો ! આપ વિના એ કોણ જણાવે;—

ખરૂં આજ જાણ્યું, ઉરે એ પ્રમાણ્યું, જીવશિવ મિથ્યા ભેદ ઠહાવે,—
સાધક અંતર, હૃદયે ભીતર, આજ નૃહરિધ્વનિ ઘોષ ગજાવે;—
ટંકાર એ તો પ્રભુનો જ આવે.



## ज्ञानरविने प्रकटाववा प्रणतिपूर्वक इष्टने निवेदन.

પદ. ( માગું વચન, એ લય. )

કરૂં નમન, જગદીશ તે સ્વીકારજો, પોતાનો ગણી ઠારજો,
દિવ્ય વદન, દયાથી દર્શાવજો, કૃપાને વર્ષાવજો, ન ઝાઝું તરસાવજો,—
જ્ઞાનરવિનો હૃદયમાં, ઇચ્છું ઉદય દિનાનિશ,
વીતે ન દારુણ રાત્રિ પણ,—
ઉપાય જણાવજો, ગુરુ થજો, તિમિર ખતાવજો, રક્ષક કહાવજો; કરૂં૦
આપ અનુગ્રહાર્થ જે, આવશ્યક અધિકાર,
આપો તે કરગરિ કહું,
કર્મનું પાનું ફાડજો, ન છાંડજો, ભવમાં ન ઝાંડજો, બહાર હવે કાઢજો;
શું જોઇએ તે જાણતા, કહેવાની ન અગત્ય,
સફળ કરો વિનતિ અહો !
બ્હારે ઝટ આવજો, ન તાવજો, મર્મ સૂઝાડજો, અંકે રમાડજો; કરૂં૦
તંદુલવિણુ, કુશકાવડે, વૃત્તિ ન સંતોષાય,
કાચ ન દો, પણ દો હીરો,
દૈન્ય વિલાવજો, હસાવજો, જયને ગજાવજો, પડરિ ધ્રુજાવજો; કરૂં૦
નરહરિ પ્રભુ ઉરની વ્યથા, હરો, ધરી શિર હસ્ત,
વિશ્વે બેલી ન આપવિણુ,
કરુણા પ્રસારજો, ઉદ્ધારજો, હું પણું નિવારજો, ઇષ્ટાર્થ સારજો; કરૂં૦



## आरूढ अंतर्मुखावस्था साधवा साधकोने आह्वान.

પદ. ( હોડી ડેલા પીલોને દારૂડી—એ લય. )

હોડી મારો ઉંડી હવે બુડી,
જળપર મોતી, શકશો ન ગોતી; મારો
જતી વહી તક આ રૂડી—
ઉંડે મોતી સાંપડે, ઉપર તરલ તરંગ,

શ્વાસ ઘુંટી ઉંડે જઈ, લાવો સાચાં નંગ,
  છેક તળેટીમાં કુંડી—
જાતોથી કશું નહિ વળે, શ્રમિત કરેલ સુખ વ્યર્થ,
સત્વરહિત ધમતાં ધૂલિ, સ્વરૂપ ન પામો ગર્થ,
  ઉલટી જુઓ જરની મુડી—
શૌર્ય મૂકીને વેગળું, કરજો પ્રાઢ પ્રયત્ન,
તનુને વ્યાગવતાં કદી, મળે ન દુર્લભ રત્ન,
  ત્યજીને ભોગેચ્છા કુડી—
સહેલસપાટે નહિ મળે, અવિચલ સુખનું રાજ્ય,
કણ વાવી રાંધ્યાવિના, પડે ન સુખમાં ખાદ્ય,
  મૃત્યુની છૂટવા આ ચુડી—
ખાનપાનવિલાસાદિનો, છોડીને અનુરાગ,
નિરોધઉદધિતલે જજો, ત્યાં થી સાચો લાગ,
  આવો લઈ રત્નમાં મડી.—



# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૯ થી. )

આ પ્રમાણે આ વાક્યના અર્થનો નિર્ણય કરી એ જ ઉપનિષદ્‌માંના અન્ય સંદિગ્ધ વાક્યનો શ્રીસૂત્રકાર હવે નિર્ણય કરે છે.

आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ॥ ४१ ॥

સૂત્રાર્થઃ—અન્ય પદાર્થ છે ઇત્યાદિ પ્રતિપાદનને લીધે 'આકાશશબ્દ પરમાત્માવાચક છે.

આ અધિકરણનું વિષયવાક્ય શ્રીછાંદોગ્યોપનિષદ્‌માંના ૮ મા પ્રપાઠકના ચતુર્દશ ખંડનું છે. ત્યાં આરંભમાં જ કહ્યું છે કે आकाशो वै नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद् ब्रह्म तदमृतं स आत्मा ॥ નામરૂપનું નિર્વહણ કરનાર આકાશ છે. નામરૂપ જેની અંતર્ છે તે બ્રહ્મ છે, તે અમૃત છે અને તે આત્મા છે.

આ વાક્યમાં સંશય થાય છે કે અહિં આકાશપદથી શેનું ગ્રહણ કરવું ? આકાશપદ ભૂતાકાશનું વાચક છે કે પરમાત્માનું ?

ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે ભૂતાકાશનો પરિગ્રહ કરવો યુક્ત છે, કેમકે આકાશશબ્દ એ અર્થમાં રૂઢ છે. નામરૂપનું નિર્વહણ કરવાનું અત્ર કહ્યું છે તે આકાશમાં ઘટાવી શકાય તેમ છે કેમકે નામરૂપને અવકાશ એ આકાશ જ આપે છે, તેથી તેમનું નિર્વહણ કરનાર આકાશ કહી શકાય. વળી આ પ્રકરણમાં સ્પષ્ટત્વાદિ કોઈ સ્પષ્ટ બ્રહ્મલિંગનું શ્રવણ નથી, તેથી આકાશનો અર્થ ભૂતાકાશ કરવો ઉચિત છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત કર્યો કે આ આકાશશબ્દ પરમાત્માનો જ વાચક છે, કેમકે અહિં તે यदन्तरा तद् ब्रह्म એમ કહ્યું છે. આ વાક્ય એ જણાવે છે કે આકાશની અંદર નામરૂપ રહે છે. નામરૂપથી ભૂતાકાશસહિત સમગ્ર નામરૂપાત્મક જગતનું ગ્રહણ થાય છે. તેથી પ્રસ્તુત આકાશ તે નામરૂપાન્તર્ગત ભૂતાકાશથી અન્ય પદાર્થ છે એ આ શ્રુતિ જણાવે છે. નામરૂપથી અન્ય પદાર્થ તે બ્રહ્મ જ છે. તેથી આકાશ અને બ્રહ્મ એટલે પરમાત્મા એ એક જ છે. વળી પ્રસ્તુત આકાશને નામરૂપનું નિર્વહણ કરનાર કહ્યું છે. એવું નિરંકુશ નિર્વહણકર્તૃત્વ બ્રહ્મમાં જ છે. શ્રુતિ કહે છે કે अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि–આ જીવાત્મારૂપે અનુપ્રવેશ કરી હું નામરૂપનું વ્યાકરણ કરું. તેથી આ નિર્વહણકર્તૃત્વથી પણ પરમાત્મપરિગ્રહ જ ઉચિત ઠરે છે. આ નિર્વહણકર્તૃત્વ એ જ અસ્પષ્ટ બ્રહ્મલિંગને પણ સૂચવે છે. એ સિવાય तद् ब्रह्म, तदमृतम्, स आत्मा એ સર્વ પણ બ્રહ્મલિંગ જ છે. તેથી અર્થાન્તરત્વ, નામરૂપનિર્વહણકર્તૃત્વ, અમૃતત્વ, બ્રહ્મત્વ અને આત્મત્વ, એ સર્વ હેતુથી આકાશ તે પરમાત્મા છે અને ભૂતાકાશ નથી એ સિદ્ધ થાય છે. अनेन जीवेनात्मना० એ શ્રુતિથી જીવ નામરૂપનો નિર્વહણ કરનાર હોય તેમ દેખાય છે પણ ત્યાં પણ જીવ જીવસ્વરૂપે નિર્વહણ કરનાર નથી પણ જીવબ્રહ્મનો અભેદ વિવક્ષિત છે. તેથી સર્વ રીતે અત્ર પરમાત્મા જ આકાશશબ્દથી ગ્રહણ કરવા પડે છે એ સિદ્ધ થાય છે.

आकाशस्तल्लिङ्गात्–એ પૂર્વના અધિકરણનો પ્રપંચ જ આ અધિકરણ છે.

આ પ્રમાણે આ વાક્ય બ્રહ્મસમન્વિત છે એ સિદ્ધ કર્યું. હવે શ્રીબૃહદારણ્યકનું પ્રકરણ લઈ તેનો પરમાત્મામાં સમન્વય સિદ્ધ કરી શ્રીસૂત્રકાર આ પાદની સમાપ્તિ કરે છે.

सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ॥ ४२ ॥

સૂત્રાર્થઃ–સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિમાં જીવથી ભિન્નરૂપે પરમાત્માનું કથન છે તેથી. આ સૂત્રમાં व्यपदेशात् એ પદની અનુવૃત્તિ પૂર્વસૂત્રમાંથી લીધી છે. શ્રીબૃહદારણ્યકના ષષ્ઠ અધ્યાયના તૃતીય બ્રાહ્મણમાં કહ્યું છે કે कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः सन्नुभौ लोकावनुसंचरति ध्यायतीव लेलायतीव इत्यादि. આમ ઉપક્રમ કરી આત્માના સંબંધમાં વિસ્તૃત પ્રકરણ આપ્યું છે.

ત્યાં એ સંશય થાય છે કે એ આખું પ્રકરણ સંસારી આત્માનું અર્થાત્ જીવનું અન્વાખ્યાન માત્ર કરનાર છે કે અસંસારી પરમાત્માના સ્વરૂપનું જ પ્રતિપાદન કરે છે.

આ સંશય થતાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે સંસારી આત્માનું જ સ્વરૂપ આ પ્રકરણમાં કહ્યું છે કેમકે ઉપક્રમ તથા ઉપસંહાર જોતાં એ નિશ્ચય થાય છે

ઉપક્રમમાં कतम आत्मा—એ આત્મા કયો એ પ્રશ્નના ઉત્તરમાં योयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः કહ્યું છે. આ વાક્યમાં विज्ञानमयः એ વિશેષણ છે તે શારીરાત્માને જ લાગે છે, પરમાત્માને બુદ્ધિસાથે સંબંધ નથી. તેથી આ લિંગ શારીરાત્માનું જ છે. ઉપસંહાર પણ એવા જ રૂપમાં છે. ઉપસંહારમાં કહ્યું છે કે स वा एष महानज आत्मा योय विज्ञानमयः प्राणेषु. આ વાક્ય પણ ઉપક્રમના સરખું જ છે. તેથી એ વાક્ય પણ શારીરાત્માના સંબંધનું જ દેખાય છે. મધ્યમાં પણ જાગ્રદાદિ અવસ્થાનો ઉપન્યાસ કર્યો છે તેથી એ જ શારીરાત્માનું પ્રપંચન છે. તેથી આદિ, મધ્યે તથા અંતપર્યન્ત પણ શારીરાત્માનું કથન છે તેથી આ પ્રકરણ શારીરાત્માના સંબંધનું જ લેવું ઘટે છે, અને પરમાત્માસંબંધનું લેવું ઘટતું નથી.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત સૂચવ્યો કે આ પ્રકરણનું તાત્પર્ય પરમાત્માના સ્વરૂપનો ઉપદેશ કરવાનું જ છે, અને અહિં શારીરાત્માના સ્વરૂપનું અન્વાખ્યાન માત્ર લેવું અનુચિત છે, કેમકે સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિમાં શારીરાત્માથી ભિન્ન રૂપે પરમાત્માનું અભિધાન આ પ્રકરણમાં કર્યું છે. ત્યાં સુષુપ્તિસંબંધમાં કહ્યું છે કે अयं पुरुषः प्राज्ञेन आत्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम्—સુષુપ્તિમાં આ પુરુષ પ્રાજ્ઞઆત્માસાથે એકીભૂત થઈ બાહ્ય તથા આંતર કોઇ પણ પદાર્થને જાણતો નથી. આ વાક્યમાં પુરુષનો અર્થ શારીરાત્મા—જીવાત્મા છે કેમકે એ જ્ઞાતા હોવાથી બાહ્યાન્તરવેદનાની એનામાં પ્રાપ્તિ થઇ શકે, તેથી તેનો સુષુપ્તિમાં નિષેધ આ વાક્ય કરે તે યોગ્ય ઠરે છે. પ્રાજ્ઞશબ્દ પરમેશ્વરવાચક છે કેમકે પરમેશ્વરનો કદાપિ સર્વજ્ઞત્વરૂપ પ્રજ્ઞાથી વિયોગ હોતો નથી. આ વાક્યમાં શારીરાત્માથી પ્રાજ્ઞનો ભિન્ન રૂપે નિર્દેશ છે. તે જ પ્રમાણે ઉત્ક્રાન્તિસમયે अयं शारीर आत्मा प्राज्ञेनात्मनान्वारूढ उत्सर्जन् याति એમ કહ્યું છે. એ વાક્યમાં એ સૂચવ્યું કે એ શારીરાત્મા પ્રાજ્ઞાત્માથી અધિષ્ઠિત થઇ ઉત્ક્રાન્તિસમયે જાય છે. અહિં શારીર આત્મા તે જીવ છે કેમકે જીવ જ શરીરનો સ્વામિ હોવાથી શારીર કહી શકાય છે અને પ્રાજ્ઞ આત્મા તે પૂર્વવાક્યવત્ પરમાત્મા જ છે. આ વાક્યમાં પણ એક અધિષ્ઠિત અને બીજો અધિષ્ઠાતા એમ જીવથી ભિન્ન રૂપે પરમાત્માનો નિર્દેશ છે. હવે આ બે વાક્યમાં જીવનું સ્વરૂપ તો પ્રાપ્ત જ છે. તેથી જો આ આખા પ્રકરણને જીવસ્વરૂપનું અન્વાખ્યાન કરનાર લઇએ તો અજ્ઞાત જે પરમાત્મા તેનું કથન કેવળ જ અસંગત ઠરે છે. તેથી જ્યાં જ્ઞાત અને અજ્ઞાત એ બેનો સંનિપાત હોય છે ત્યાં જ્ઞાત વસ્તુનો અનુવાદ કરી અજ્ઞાત વસ્તુનું વિધાન લેવું એ ઉચિત છે કેમકે વાક્યનું તાત્પર્ય હમેશાં અજ્ઞાતજ્ઞાપનમાં જ હોય છે. તેથી આ ન્યાયપ્રમાણે અહિં પણ જ્ઞાત જે જીવ તેનો અનુવાદ કરી અજ્ઞાત જે પરમાત્મા તેની સાથે જે ઐક્ય—કે જે અપૂર્વ છે, અજ્ઞાત છે, તેના પ્રતિપાદનમાં જ આ પ્રકરણનું તાત્પર્ય લેવું ઉચિત છે. આ પ્રમાણે સુષુપ્તિ તથા ઉત્ક્રાન્તિસમયનાં વાક્યમાં જીવથી ભિન્ન રૂપે પરમાત્માનો નિર્દેશ છે તેથી આ પ્રકરણનું તાત્પર્ય પરમાત્મસ્વરૂપના પ્રતિપાદનમાં છે એમ દેખાય છે.

પૂર્વપક્ષીએ જણાવ્યું હતું કે આદિ, અંત અને મધ્યમાં શારીરાત્માનાં લિંગો છે તેથી પ્રકરણને જીવપર લેવું, તે સંબંધમાં જણાવવાનું આ પ્રમાણે:—ઉપક્રમમાં

योऽयं विज्ञानमयः—ઇત્યાદિ વાક્ય છે તેમાં સંસારિસ્વરૂપ વિવક્ષિત નથી. પણ સંસારિસ્વરૂપનો અનુવાદ કરી પરબ્રહ્મસાથેની એકતા જ વિવક્ષિત છે કેમકે આગળ જતાં એ જ વાક્યમાં ध्यायतीव लेलायतीव—બુદ્ધિના ધ્યાનથી આત્મા જાણે ધ્યાન કરતો હોય તેમ દેખાય છે, બુદ્ધિના ચલનથી જાણે આત્મામાં ચલન હોય તેમ દેખાય છે, અર્થાત્ બુદ્ધિના ધર્મોનો આત્મામાં અધ્યાસ થાય છે. એ અંશની પ્રવૃત્તિનું તાત્પર્ય સંસારિધર્મનો નિરાસ કરવાનું દેખાય છે. આ જ પ્રમાણે ઉપસંહારમાં પણ ઉપક્રમપ્રમાણે જ ઉપસંહાર કરેલો દેખાય છે. ઉપસંહારનું વાક્ય આ છેઃ स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु ઇત્યાદિ. એ વાક્યનો અર્થ એ છે કે પ્રાણ અને બુદ્ધિથી વિવિક્ત જે સંસારી આત્મા તે જ महानजः—વસ્તુતઃ સર્વવ્યાપક અને આદિઅંતરહિત છે, અર્થાત્ પરમાત્મા જ છે. આ જ પ્રમાણે મધ્ય ભાગમાં જે જન્મઆદિ અવસ્થાનો ઉપન્યાસ છે તે પણ પૂર્વપક્ષને સમર્થન કરનાર નથી, પણ સિદ્ધાન્તમાં જ અનુકૂળ છે. કારણ કે એ અવસ્થાના કથનથી એ અવસ્થાવાળું સંસારિત્વ વિવક્ષિત નથી પણ અવસ્થારહિત, અસંસારિત્વની જ વિવક્ષા કરેલી છે. આમ હોવાથી જ પદે પદે એવો પ્રશ્ન છે કે अत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहि—આથી પછી મોક્ષને માટે જે હોય તે કહો; અને अनन्वागतस्तेन भवति, असंगो ह्ययं पुरुषः—તે અવસ્થાધર્મથી અસંપૃક્ત આત્મા છે, આત્મા અસંગ છે ઇત્યાદિ પ્રતિવચન છે. વળી કહ્યું છે કે अनन्वागतं पुण्येनानन्वागतं पापेन तीर्णो हि तदा सर्वान् शोकान् हृदयस्य भवति–પુણ્યપાપથી અસંપૃક્ત આત્મા છે, એ જાણવાથી તે તે જ સમયે હૃદયના—બુદ્ધિના ધર્મરૂપ જે શોક તેનું અતિક્રમણ કરી જાય છે. તેથી સર્વ રીતે વિચારતાં અસંસારિસ્વરૂપના પ્રતિપાદનમાં જ પ્રકરણનું તાત્પર્ય દેખાય છે.

આ પ્રમાણે આ સૂત્રથી કેટલાક હેતુ આપ્યા. હવે અન્ય હેતુઓ ઉત્તર સૂત્રથી આપી આ અધિકરણની અને પાદની સમાપ્તિ શ્રીસૂત્રકાર કરે છે.

पत्यादिशब्देभ्यः ॥ ४३ ॥

સૂત્રાર્થઃ—પતિ, વશી, ઈશાન આદિ શબ્દોથી પણ પરમાત્માના પ્રતિપાદનમાં તાત્પર્ય સિદ્ધ થાય છે.

આ સૂત્રથી એ કહ્યું કે આ પ્રકરણમાં અસંસારિસ્વરૂપનું જ પ્રતિપાદન કરનાર પતિ આદિ શબ્દોનો પ્રયોગ દેખાય છે તેથી પણ એ જ સિદ્ધ થાય છે કે આ પ્રકરણનું તાત્પર્ય પરમાત્મસ્વરૂપનું પ્રતિપાદન કરવામાં જ છે. આ પ્રકરણમાં કહ્યું છે કે सर्वस्य वशी, सर्वस्येशानः सर्वस्याधिपतिः—એ આત્મા સર્વને વશ વર્તાવનાર, સર્વના ઈશ અને અધિપતિ છે. આ પદો પરમાત્માનું જ પ્રતિપાદન કરે છે. તેસાથે स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान्—એ આત્મા સારાં કર્મવડે મોટો પણ થતો નથી, અને અસાધુ કર્મને લીધે નાનો પણ થતો નથી—ઇત્યાદિ વાક્યો સંસારિસ્વરૂપનો પ્રતિષેધ કરનારાં પણ વિદ્યમાન છે. તેથી સર્વ રીતે વિચારતાં આ પ્રકરણનું તાત્પર્ય પરમાત્મામાં જ છે એ સિદ્ધ થાય છે.

इति तृतीयः पादः (અપૂર્ણ.)



# योगिनी.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૪૪ થી. )

આ પ્રમાણે માતાની ઇચ્છાપ્રમાણે જ જ્યારે પુત્રનું ભવિષ્ય બંધાય છે, તો પછી ઉત્તમ પ્રકારની પ્રજાની પ્રાપ્તિમાટે, ગર્ભસમયે આગ્રહથી બુદ્ધિપૂર્વક ઉત્તમ ઇચ્છાઓને કર્યા કરવી, એ શું ગર્ભવતી માતાઓનો ધર્મ નથી ? ઇચ્છાઓને સ્ફુરવાનું કામ દૈવને સોંપી, નજરમાં આવે તેવી ઇચ્છાઓને મનમાં સ્ફુરવા દેવી, અને તેનાં દુઃખદ ફળ ભોગવવાં, એ શું બુદ્ધિમાન્ માતાઓને ઘટે છે ?

માતાના વિચારપ્રમાણે ઉત્તમ અથવા નિકૃષ્ટ પ્રજા થાય છે, એવો મુખ્ય નિયમ હોવા છતાં, સારી કે નઠારી પ્રજા થવામાં એકલી માતા જ કારણ છે, એવું કંઇ નથી. પિતા પણ તેમાં સાક્ષાત્ રીતે તથા આડકતરી રીતે, એમ બંને રીતે કારણ હોય છે. ગર્ભસમયે માતા મનની જે પ્રકારની સ્થિતિ રાખી રહેવા ઇચ્છતી હોય તે પ્રકારની સ્થિતિ રાખી રહેવામાં જો પિતાની મદદ નથી હોતી, તો ઘણી વાર માતા નિષ્ફળ થાય છે. માતાને શાંત અને પ્રસન્ન રહેવું હોય ત્યાં પિતા, પ્રતિકૂળ હોય છે તો અનેક પ્રસંગે તેને અશાંતિ અને અપ્રસન્નતા પ્રકટે એવાં જ કારણો ઉભાં કરે છે; અર્થાત્ પિતાની મદદવિના એકલી માતા કશું જ કરી શકવા અસમર્થ છે, એમ કહીએ તો ખોટું નથી: સારી કે નઠારી પ્રજા થવામાં પિતા, કેવી રીતે સાક્ષાત્ કારણ હોય છે, તે આપણે હવે પછી જોઇશું.

આ પ્રમાણે સારી અથવા નઠારી પ્રજા થવામાં માતા અને પિતા બંને જ કારણ છે, એમ નિશ્ચય થવાથી, બંનેએ પોતાને સારી પ્રજા ઉત્પન્ન થાય એ માટે શું કરવું, તથા કેવી રીતે વર્તવું, એ વગેરે બાબતોનો આપણે વિચાર કરીએ.

જેમ ઝાડનું કારણ બીજક હોય છે, તેમ બાળકનું કારણ માતાના શુક્રનો અને પિતાના વીર્યનો સંયોગ એ છે; અર્થાત્ શુક્ર અને વીર્યનો કુદરતના નિયમપ્રમાણે સંયોગ, એ બાળકરૂપ વૃક્ષનું બીજક છે. જેમ ઉત્તમ પ્રકારનું બીજક નથી હોતું તો તેમાંથી ઉત્તમ પ્રકારનું વૃક્ષ થતું નથી, તેમ વીર્ય અને શુક્ર ઉત્તગ પ્રકારનાં નથી હોતાં તો તેમના સંયોગથી ઉત્પન્ન થનાર બાળક ઉત્તમ પ્રકારનું થતું નથી. આથી ઉત્તમ પ્રજાને ઇચ્છનાર સ્ત્રીપુરૂષની પ્રથમ ફરજ, પોતાનું આરોગ્ય ઉત્તમ પ્રકારનું કરવું એ છે.

બગડેલાં શરીરવાળાં સ્ત્રીપુરુષોના સાતે ધાતુ વિકારી એટલે રોગવાળા જ હોય છે, અને તેમ હોવાથી તેમના વડે થતી પ્રજા રોગી જ જન્મે છે. આથી કરીને રોગીઓને અને તેમાં પણ મહારોગીઓને માબાપ થવાનો કશો જ હક નથી. ક્ષય, દમ, રક્તપિત્ત(?), વિદ્રધિ, પ્રમેહ, વિસ્ફોટક વગેરે વ્યાધિવાળાં સ્ત્રીપુરુષોએ લગ્ન ન કરવું, એ જ ઉત્તમ છે. એ જ પ્રમાણે નિત્યના નબળા શરીરવાળાઓએ, તથા કંઈ કંઈ સામાન્ય રોગોથી પીડાતાં મનુષ્યોએ પોતાનો રોગ મટતા સુધી કુંવારા રહેવું, એ જ તેમને માટે તથા જગતને માટે હિતકર છે. એમ છતાં કદાચ તેઓનું લગ્ન થયું હોય તો તેમણે રોગ મટતા સુધી પરસ્પર ઉત્તમ મિત્રના સંબંધથી રહેવું, પરંતુ પતિપત્નીના સંબંધથી ન રહેવું. આ હિતકર સલાહનો અનાદર કરવાથી તેઓ અનેક પ્રકારની–

વાથી વિષ થાય છે, અને તેથી તેમાંથી થયેલા ધાતુ વિકારવાળા થતા હોવાથી, નિર્દોષ ધાતુઓને રાખવા ઇચ્છનારે મિતાહારી થવું, અને અન્નને બરાબર ચાવવું.

૩ ખાંડ, ઘી, તેલ, એ જો કે આહારના પદાર્થો છે, અને ગુણકારી છે, તોપણ તેમનું પણું સેવન અમૃતરૂપ ન થતાં વિષરૂપ જ થાય છે. આથી ભારે મિષ્ટાન્નનો, તથા તેલમાં તળેલાં ભજીયાં વગેરે પદાર્થોનો બહુ સાવધાનતાથી ઉપયોગ કરવો.

૪ મીઠુ, મરચાં, મરી, રાઇ વગેરે વિવિધ મસાલા આહારના પદાર્થો નથી. આરોગ્યમાં તેમનો લેશ પણ ઉપયોગ નથી. તેથી બને તેમણે તેમનો બિલકુલ ત્યાગ કરવો. ટેવ પડવાથી મસાલા નાંખેલા પદાર્થો સ્વાદિષ્ટ લાગે છે ખરા, પરંતુ સ્વાદની પણ મર્યાદા હોય છે. સીસકારા બોલાવવા પડે, ગળામાં અને છાતીમાં દાહ પ્રકટે, દસ્ત વખતે પણ તેમ જ થાય, એવાં લક્ષણો પ્રકટાવનાર પદાર્થોના સ્વાદથી મંદમતિ જ મોહને પામે છે. આથી આ મસાલાનો ઉપયોગ કરવો હોય તો બહુ જ ઓછા પ્રમાણમાં કરવો.

૫ સાંજે ૭ વાગ્યા પછી કદી પણ જમવું નહિ, અને ભારે પદાર્થ તો નહિ જ.

૬ કેડઉપર તથા છાતીઉપર પહેરવામાં આવતાં વસ્ત્રો કદી પણ તંગ પહેરવાં નહિ. એથી ઉદરનો ભાગ દબાવાથી પચનક્રિયા બરાબર ચાલી શકતી નથી, અને છાતી તથા ફેફસાં દબાવાથી શ્વાસપ્રશ્વાસની ક્રિયા બરાબર થઇ શકતી નથી.

૭ શરીરની કોઇ પણ પ્રકારની કસરત કરવી. બેશી રહેવામાં અને નોકરપાસે કામ કરાવવામાં સ્ત્રીઓ શ્રીમંતાઇ સમજે છે; પરંતુ તેથી બહુ હાનિ થાય છે. માટે દળવું, ખાંડવું, કૂવામાંથી પાણી કાઢવું, વગેરે ઘરનાં વિવિધ કામો સ્ત્રીઓએ જાતે જ કરવાનો અભ્યાસ રાખવો. એથી ખાધું પચે છે, શરીર બળવાન્ થાય છે, અને આરોગ્ય તથા આયુષ્ વધે છે. પુરુષોએ પણ શારીરિક શ્રમ થાય એવો કોઇ ઉપયોગી ધંધો કરવો. ખેતરોમાં ખોદવું, વૃક્ષોને પાણી પાવું, એ વગેરે ક્રિયાઓમાં કસરતસાથે શુદ્ધ હવાનો લાભ મળે છે, તથા ઉપયોગી મહેનત પણ થાય છે. અનુકૂળતાવાળા શ્રીમંતોએ તેમ કરવું હિતકર છે. સ્ત્રીઓએ પણ તેમાં ભાગ લેવો, એ તેમના આરોગ્યને તથા મનને બહુ લાભ કરનાર છે. આવી અનુકૂલતા જેમને ન હોય તેમણે ફરવું, દોડવું, કુદવું કે એવી કોઇ પણ શરીરને શ્રમ પહોંચે એવી કસરત કરવી. કસરતથી શરીરના ઘસાઇ ગયેલા જુના પરમાણુ બહાર નીકળી જાય છે, અને તેમની જગાએ નવા, બળવાન્ પરમાણુઓ આવે છે; તેથી જો કસરત નથી કરવામાં આવતી તો આ ઘસાઇ ગયેલા જુના પરમાણુ શરીરમાં ભરાઇ રહીને વિવિધ રોગો કરે છે, તથા વહેલી વૃદ્ધાવસ્થા આણે છે.

૮ જેમ શરીરને કેળવવું તેમ મનને પણ કેળવવું. મનને કશો ઉદ્યમ આપવામાં નથી આવતો તો તે ગમે તેવા અયોગ્ય વિચારોમાં વહન કરે છે, અને પરિણામમાં વિવિધ કલેશોને પ્રકટાવે છે. માટે મનને કોઇ પણ વિદ્યા અથવા સદ્વિદ્યાના અભ્યાસમાં જોડવું. નવલકથાઓ વાંચ્યા કરવી, કે વર્તમાનપત્રો વાંચ્યા કરવાં, એ મનને ઉંચી પંક્તિનું કરનાર નથી. તેથી તેની શક્તિઓ, જેવી કેળવાવી જોઇએ તેવી

કોઇ પણ અંશમાં કેળવાતી નથી. આથી કોઇ શાસ્ત્ર અથવા કળાના ગ્રંથોનો અભ્યાસ કરવો; અને તે સાથે આ લોક તથા પરલોકનાં સુખને સધાવી આપનાર સદ્વિદ્યા જે બ્રહ્મવિદ્યા અથવા વેદાંતશાસ્ત્રના નામથી ઓળખાય છે, તેનો પણ યથાઘટિત અભ્યાસ કરવો.

૯ હવાના અવરજવરવાળાં અને પ્રકાશવાળાં સ્થાનોમાં રહેવું. અંધારાવાળાં અને હવાના અવરજવરવિનાનાં સ્થાનો આરોગ્યનો તથા આયુષ્યનો ક્ષય કરનાર છે. શુદ્ધ હવા અને પ્રકાશ, એ પ્રાણીનું જીવન છે, અને તેનો ઓછો ઉપયોગ કરનાર રોગને અને મૃત્યુને જ પોતાના પ્રતિ આવવાનું આમંત્રણ કરે છે.

૧૦ ઠંડા અથવા ગરમ જળથી આખા શરીરને સારી પેઠે ચોળીને સ્નાન કરવું. શરીરના કોઇ પણ ભાગની એક પા તસુજેટલી જગાની પણ અશુદ્ધિ હાનિને કરનાર છે, અને તેટલા ભાગમાં કોઇ પ્રસંગે, વિષને એકઠા થઇ કોઇ મોટા રોગને પ્રકટાવવામાં કારણ આપનાર થઇ પડે છે, તેથી માત્ર મુખને જ ઘસી ઘસીને સાફ કરવાની કાળજી રાખીને; બીજા ભાગોઉપર માત્ર પાણી ફરવાવવા જેવું ગોબરાપણું સેવવું નહિ, પણ પ્રત્યેક ભાગને મુખના જેટલો જ ઉપયોગનો જાણી સારી રીતે સ્વચ્છ કરવો. જેમ શરીરને સ્વચ્છ રાખવું, તેમ વસ્ત્રોને પણ સ્વચ્છ રાખવાં. ગંધાતા ઘાંચીને કે હજામને જોઇને શું તમને કંટાળો નથી આવતો ? તમારી માટલીમાંથી પાણીનો લોટો ભરીને તે તમને પીવા આપે તો શું તમે પીશો ? તમારૂં તેના કરતાં ઓછા પ્રમાણમાં ગંધાતું શરીર અને ગંધાતાં વસ્ત્ર, બીજાને તેવો જ કંટાળો ન આપે તેવી સાવધાનતા રાખજો. દાતણ કરીને દાંત, અને ઉલ ઉતારીને જીભને પણ સાફ રાખજો. આ ઉભયમાં બેદરકાર રહેવાથી જ ઘણા મનુષ્યોનાં મુખ ગંધાય છે. બરાબર રીતે ઉલ ન ઉતારવાથી જીભઉપર ધોળી છારીના થર જામે છે. તે મળ છે, અને દિવસે દિવસે ગંધાઇ ઉઠી મુખને વાસ મારતું કરે છે, એટલું જ નહિ, પણ થુંકસાથે પેટમાં જવાથી વિવિધ વ્યાધિ કરે છે.

૧૧ ઉજાગરો કદી કરવો નહિ. પોતાની પ્રકૃતિનો વિચાર કરીને ઓછામાં ઓછા ૭ અને વધુમાં વધુ નવ કલાક નિદ્રા લેવી. રાત્રિએ દશ વાગ્યા પછી કદી જાગવું નહિ, અને પ્રાતઃકાળે પાંચ વાગતા પછી કદી ઉંઘવું નહિ.

૧૨ આખા દિવસમાં થઇને ઓછામાં ઓછું આઠ શેર અને વધારેમાં વધારે દશ શેર જળ પીવું. જમ્યા પછી બે કલાકસુધી જળ ન પીવું. પછી કલાકે કલાકે અથવા અર્ધે અર્ધે કલાકે થોડું થોડું જળ પીતા જવું. એકી વખતે સામટું બે ત્રણ લોટા પી જવું સારૂં નથી. જળનો જેમ શરીરે બાહ્ય ઉપયોગ કરવાથી તે શરીરને બહારથી શુદ્ધ કરે છે, તેમ અંદર ઉપયોગ કરવાથી અર્થાત્ પીવાથી તે શરીરને અંદરથી શુદ્ધ કરે છે. ઉનાળામાં તો મનુષ્યો જળ વધારે પીએ છે, પણ શિયાળામાં ઘણું જ ઓછું પીએ છે. આથી શિયાળામાં પણ જળ પીવાનું સ્મરણમાં રાખવું.

૧૩ દુરાચારી મનુષ્યોનો સંગ ત્યજવો. તેમના સંગથી વિવિધ વ્યસનો પડે છે, તથા અંતઃકરણમાં વિવિધ વિકારો પ્રવેશે છે; અને વ્યસનો તથા વિકારો વિવિધ રોગોને આમંત્રનાર છે, માટે જેનો તેનો સંગ કરતાં સાવધ રહેવું.

૧૪ પોતાનાથી ઉંચા વિચારવાળા, ઉંચી બુદ્ધિવાળા તથા ઉંચા આચારવાળા મનુષ્યોનો સંગ કરવો. આથી શારીરિક, આર્થિક, માનસિક, તથા આધ્યાત્મિક ઉન્નતિ ઓછે શ્રમે તથા સત્વર સધાય છે.

૧૫ બ્રહ્મચર્ય પાલવું. માસમાં માત્ર એક જ વાર સ્ત્રીના સંબંધમાં આવવું. તેમાં પણ કોઈ નાનો મોટો વ્યાધિ હોય ત્યારે, શરીરને તથા મનને બહુ શ્રમ થયો હોય ત્યારે, ચિંતા, શોક, ક્રોધ વગેરે વિચારોથી અંતઃકરણમાં ક્ષોભ પ્રકટ્યો હોય ત્યારે, ઉપવાસ હોય ત્યારે, કોઈ પુણ્ય પર્વના દિવસો હોય ત્યારે, અને ઉભયમાંથી એકની પણ અનિચ્છા હોય ત્યારે પુરુષે સ્ત્રીનો, અને સ્ત્રીએ પુરુષનો સંબંધ ત્યજવો. સ્ત્રીપુરુષે શય્યા જૂદી જૂદી રાખવી: ઉભયે એક જ શય્યામાં નિદ્રા લેવાનો સર્વદા પરિત્યાગ કરવો. કામનાને અંકુશમાં રાખવી.

૧૬ લગ્ન ન થયું હોય એવી મોટી ઉમરના મનુષ્યોએ સંકલ્પબળને ક્રમે ક્રમે કેળવી, અયોગ્ય ઇચ્છાને સ્વાધીનમાં રાખવી, પરંતુ પશુની પેઠે તેને છુટી મૂકી નિરંકુશ ન થવા દેવી. યુવાવસ્થામાં કામ અજય્ય છે, એમ ઘણા કહે છે, પણ તે પ્રયત્ન ન કરનાર અવિચારીને જ. પ્રયત્ન કરનાર ગમે તેવા પ્રબળ વિકારઉપર પણ જય મેળવે છે જ. મીઠું, મરચું, મસાલા, ચાહા, કોફી, વગેરે ઉત્તેજક અને માદક પદાર્થો ત્યજવાથી તેમ જ કામનાની પ્રબળતાના સમયે, શરીર અત્યંત થાકી જાય તેટલી કસરત કરવાથી, પ્રબળ વિકાર પણ જિતી શકાય છે.

૧૭ સ્વપ્નાવસ્થામાં જણાતા વિકારોને પણ આગ્રહથી અને પ્રયત્નથી જિતવા. હાનિકારક સ્વપ્નનો આરંભ થતાં જ હું અવશ્ય જાગ્રત્ થઈશ, એ પ્રકારનો દૃઢ સંકલ્પ કરીને સુઈ રહેવાથી, તેવા સ્વપ્નના આરંભમાં જ જાગ્રત્ થવાય છે. જાગ્રત્ થયા પછી સાવધાન થઈ લઘુશંકા જઈ આવવું; એથી મૂત્રાશય ખાલી થતાં વીર્યાશયઉપરનું દબાણ ઓછું થાય છે, અને તેમ થતાં વિકારનો વેગ દુર્બળ પડી જાય છે.

આ વગેરે નિયમોના પાલનથી સ્ત્રીપુરુષ ઉભયે પોતાના બગડી ગયેલા આરોગ્યને સુધારવું, અને ન બગડ્યું હોય તો અધિક સુદૃઢ કરવું. સુદૃઢ આરોગ્ય થયે જ સ્ત્રીપુરુષ ઉત્તમ પ્રકારની પ્રજાને માટે યોગ્ય ગણાય છે, એ વાર્તાનું સર્વદા સ્મરણ રાખવું. સુદૃઢ આરોગ્યથી નિર્દોષ ધાતુઓને પ્રાપ્ત કર્યાવિના જેઓ પ્રજાઅર્થે પ્રવૃત્ત થાય છે, તેઓ પોતાને અત્યંત હાનિ કરે છે, એટલું જ નહિ, પરંતુ પોતાના વડે થનાર પ્રજાને પણ અત્યંત હાનિ કરે છે.

ઉત્તમ પ્રકારની પ્રજાને અર્થે ત્યારે, પુરુષમાં નીચેનાં લક્ષણો હોવાં જોઇએ:—

૧ તેનું શરીર અત્યંત નીરોગ તથા સુદૃઢ હોવું જોઇએ. પિતામાતાતરફથી વારસામાં તેને કોઈ પણ રોગ ન મળેલો હોવો જોઇએ, અને મળ્યો હોય તો આરોગ્યના નિયમોના પાલનથી તેણે શરીરને એટલું સંપૂર્ણ સુધારેલું હોવું જોઇએ કે તે વ્યાધિનો આભાસસરખો પણ તેના શરીરમાં ન રહ્યો હોય.

૨ ચાહા, કોફી, તમાકુ, ગાંજો, અફીણ, દારૂ, ભાંગ વગેરે માદક પદાર્થો

જે મનુષ્યને માણસનો પશુ કરી મૂકે છે, તેમાંથી કોઇનું પણ તેને વ્યસન ન હોવું જોઇએ.

૩ તે માંસ વગેરે અભક્ષ્ય પદાર્થોનો આહાર ન કરતો હોવો જોઇએ.

૪ તે મનને અંકુશમાં રાખનાર તથા પૂર્વે વર્ણેલા બ્રહ્મચર્યનું પાલન કરનાર હોવો જોઇએ.

૫ તે બુદ્ધિમાન્, સદાચારી, તથા ઈશ્વરભક્ત હોવો જોઇએ.

૬ પોતાની ધર્મપત્નીમાં તેને શુદ્ધ પ્રેમ હોવો જોઇએ. આવો પ્રેમ કદાચ ન હોય તોપણ તે પત્નીપ્રતિ તેને અભાવ કે અણગમો તો ન જ હોવો જોઇએ. તેનું મોં ન ગમે, એવું ન હોવું જોઇએ.

સ્ત્રીમાં નીચેનાં લક્ષણો હોવાં જોઇએ.

૧ પુરુષની પેઠે તેનું શરીર પણ નીરોગ, સુદૃઢ, તથા માતાપિતાતરફથી પ્રાપ્ત થયેલા કોઈ પણ વ્યાધિના સ્પર્શવિનાનું હોવું જોઇએ.

૨ ચાહા, કોફી, છીંકણી કે એવા જ કોઈ નિંદ્ય પદાર્થનું તેને વ્યસન પડેલું ન હોવું જોઇએ.

૩ પ્રજાને ઉછેરવાની તેનામાં યોગ્યતા હોવી જોઇએ.

૪ તે સદાચારી, સુશિક્ષિત, અને ધાર્મિક વૃત્તિવાળી હોવી જોઇએ.

૫ પોતાના પતિમાં તેને અપ્રતિમ વિશુદ્ધ પ્રેમ હોવો જોઇએ. તેવો પ્રેમ કદાચ ન હોય તોપણ પતિપ્રતિ તેને તિરસ્કાર કે અભાવ તો ન જ હોવો જોઇએ.

આ પ્રકારનાં લક્ષણવાળાં સ્ત્રીપુરુષ ઉત્તમ પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરવાને માટે સર્વ પ્રકારે યોગ્ય ગણાય છે; અને આ સર્વ લક્ષણો જેમનામાં ઓછાવધતા પ્રમાણમાં હોય છે, તેઓ તે પ્રમાણમાં મધ્યમ પ્રકારની અથવા કનિષ્ટ પ્રકારની પ્રજાને માટે યોગ્ય ગણાય છે, (સંપૂર્ણ)



# उपवासोपचार.

ઉત્તમ પ્રકારના આરોગ્યને કોણ નથી ઇચ્છતું ? મનુષ્યમાત્ર ઇચ્છે છે, અને તેને પ્રાપ્ત કરવા અસંખ્ય મનુષ્યો પ્રયત્ન કરતા જોવામાં આવે છે; અને તોપણ કેટલા થોડાને ખરું આરોગ્ય પ્રાપ્ત થયેલું જોવામાં આવે છે.

શાસ્ત્રો મનુષ્યશરીરને 'પરમેશ્વરનું મંદિર' કહે છે, અને એમ છતાં લાખો મનુષ્યોનાં શરીર તમે તપાસશો તોપણ એવું એક પણ શરીર તમારા જોવામાં ભાગ્યે જ આવશે કે જેને જોઇને તમે નિઃશંકપણે કહી શકો કે આ શરીરમાં પરમેશ્વર વસે છે. પરમેશ્વરનો જ્યાં નિવાસ હોય તે સ્થાન કેવું અલૌકિક હોવું જોઇએ ? તેને જોતાં જ આપણને કેવી અપૂર્વ પ્રસન્નતા પ્રકટવી જોઇએ ? તે અંતરબાહ્ય કેવું દેદીપ્યમાન હોવું જોઇએ ! ઇંદ્રિયો કેવા અદ્ભુત સામર્થ્યવાળી, માનસિક શક્તિઓ કેવા આશ્ચર્ય-

કારક બળવાળી, અને હૃદયબળ કેટલું અસાધારણ ઉચ્ચ હોવું જોઇએ ? આમાંનું કશું જ જ્યાં ન જોવામાં આવે ત્યાં પરમેશ્વર વસે છે, એમ શી રીતે કહી શકાય ? મલિન જગામાં કોહેલા ઘાસથી બાંધેલી ઝુંપડીમાં ચક્રવર્તી નૃપતિ વસે છે, એમ કોઇ કહે તો તે શી રીતે મનાય ?

પરમેશ્વરનાં મંદિરો આજે જ્યાં ત્યાં કેવી સ્થિતિમાં જોવામાં આવે છે? કોઇને આખે શરીરે હાડકાંપાંસળાં દેખાય છે, તો કોઈ મોટા પાડાથી પણ વધારે ફુલેલા હોય છે. કોઈનું પેટ વ્યાસની મોટી માણજેવું હોય છે, તો કોઇની ગરદન-ઉપર ચરબીના અજગરજેવા જાડા વાટા હોય છે. કોઈ કાને બહેરો હોય છે, તો કોઈ ચક્ષુએ ધબ હોય છે. કોઈના દાંત પડી ગયા હોય છે, તો કોઇના સાઠ વર્ષ પહેલાં વાળ ધોળા થઈ ગયા હોય છે. કોઈનું મુખ વિકૃત હોય છે, તો કોઈના અન્ય અવયવો વિકૃત હોય છે. કોઈ જ્વરથી પીડાતા હોય છે, તો કોઈ મંદાગ્નિથી પીડાતા હોય છે. કોઈનો દમથી દમ જતો હોય છે, તો કોઈ ક્ષયથી ક્ષય પામતા હોય છે. કોઈ ક્રોધનું જાળું હોય છે, તો કોઈ વિષયવાસનાનું પુતળું હોય છે. કોઇમાં એક દુર્ગુણ હોય છે, તો કોઈમાં બીજો હોય છે. વિરૂપતા, વિકૃતિ, અવ્યવસ્થા, વ્યાધિ, દુર્ગુણ કે દોષવિનાની એક વ્યક્તિસરખી પણ દૃષ્ટિએ પડતી નથી.

પ્રિય વાચક ! તમારા શરીરની, મનની, તથા હૃદયની દોષવાળી સ્થિતિ જોઇને તમને કદાચ એમ થતું હશે કે તમારૂં શરીર પરમેશ્વરનું મંદિર નથી, પરંતુ વસ્તુતઃ તમારૂં શરીર પરમેશ્વરનું મંદિર જ છે. પરમેશ્વર પોતાની અનંત શક્તિઓસહિત તમારા શરીરદ્વારા પ્રકાશવા તમારા અંતરમાં તૈયાર છે, પરંતુ અસાવધાનતાથી અને અજ્ઞાનથી તમે તમારા શરીરની એવી દુર્દશા કરી મૂકી છે કે તે દ્વારા તે પોતાના પૂર્ણ પ્રકાશને બહાર પ્રકટાવી શકતા નથી. ગાયક ગમે તેટલો ઉત્તમ હોય પરંતુ જો તેને ભાંગેલી સારંગી આપીએ તો તે પોતાની વિદ્યા શી રીતે, બહાર પ્રકાશી શકે ? પીછાંની તરવારવડે શૂરવીર યોદ્ધા રણસંગ્રામમાં કોનાં મસ્તક ધડથી જૂદાં કરી શકે ? દોષવાળા શરીરથી પણ તમારામાં નિવસેલા પરમાત્મા અનંતશક્તિસંપન્ન છતાં પણ પોતાની અનંત શક્તિઓને બહાર પ્રકટ કરવા અસમર્થ જ રહે છે.

શરીરનું યથાર્થ આરોગ્ય પ્રાપ્ત કરતાં, જેમ વાદળું દૂર થતાં સૂર્ય દ્વાદશ કળાથી પૂર્ણપણે પ્રકાશે છે, તેમ શરીરમંદિરમાં નિવસેલા પરમાત્મા પૂર્ણ ઐશ્વર્યથી પ્રકાશે છે. આમ હોવાથી યથાર્થ આરોગ્ય પ્રાપ્ત કરવું એ સર્વનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે.

ઘણા મનુષ્યો ફરી હરી શકતા હોય છે, પોતાનું નિત્યનું કામ કરી શકતા હોય છે, બે કે ત્રણ વાર ખાઇ શકતા હોય છે, અને ખાસ કોઇ વ્યાધિથી પોતાને પીડાતા અનુભવતા હોતા નથી, અને તેથી તેઓ માને છે કે અમને આરોગ્ય પ્રાપ્ત છે, પણ વસ્તુતઃ તેમ હોતું નથી. યથાર્થ આરોગ્યમાં અને તેમના આરોગ્યમાં બહુ ભેદ હોય છે. યથાર્થ આરોગ્યમાં જ્યારે વ્યાધિના સ્વલ્પ સરખા પણ કારણનો શરીરમાં સંચય થતો નથી, ત્યારે આ નામના આરોગ્યમાં વ્યાધિનાં અનેક કારણો પ્રતિદિન શરીરમાં જામતાં જાય છે. વ્યાધિનાં બીજકો તેમના શરીરમાં રોપાતાં તેમને સ્પષ્ટ અનુભવમાં આવતાં નથી, પણ તે રોપાય છે, એમાં કશો જ સંશય નથી. જો ન રોપાતાં હોય તો વર્ષો વીતતાં યુ-

જે મનુષ્યને માણસનો પશુ કરી મૂકે છે, તેમાંથી કોઈનું પણ તેને વ્યસન ન હોવું જોઈએ.

૩ તે માંસ વગેરે અભક્ષ્ય પદાર્થોનો આહાર ન કરતો હોવો જોઈએ.

૪ તે મનને અંકુશમાં રાખનાર તથા પૂર્વે વર્ણવેલા બ્રહ્મચર્યનું પાલન કરનાર હોવો જોઈએ.

૫ તે બુદ્ધિમાન, સદાચારી, તથા ઈશ્વરભક્ત હોવો જોઈએ.

૬ પોતાની ધર્મપત્નીમાં તેને શુદ્ધ પ્રેમ હોવો જોઈએ. આવો પ્રેમ કદાચ ન હોય તોપણ તે પત્નીપ્રતિ તેને અભાવ કે અણુગમો તો ન જ હોવો જોઈએ. તેનું મોં ન ગમે, એવું ન હોવું જોઈએ.

સ્ત્રીમાં નીચેનાં લક્ષણો હોવાં જોઈએ.

૧ પુરુષની પેઠે તેનું શરીર પણ નીરોગ, સુદૃઢ, તથા માતાપિતાતરફથી પ્રાપ્ત થયેલા કોઈ પણ વ્યાધિના સ્પર્શવિનાનું હોવું જોઈએ.

૨ ચાહ, કૉફી, છીંકણી કે એવા જ કોઈ નિંદ્ય પદાર્થનું તેને વ્યસન પડેલું ન હોવું જોઈએ.

૩ પ્રજાને ઉછેરવાની તેનામાં યોગ્યતા હોવી જોઈએ.

૪ તે સદાચારી, સુશિક્ષિત, અને ધાર્મિક વૃત્તિવાળી હોવી જોઈએ.

૫ પોતાના પતિમાં તેને અપ્રતિમ વિશુદ્ધ પ્રેમ હોવો જોઈએ. તેવો પ્રેમ કદાચ ન હોય તોપણ પતિપ્રતિ તેને તિરસ્કાર કે અભાવ તો ન જ હોવો જોઈએ.

આ પ્રકારનાં લક્ષણવાળાં સ્ત્રીપુરુષ ઉત્તમ પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરવાને માટે સર્વ પ્રકારે યોગ્ય ગણાય છે; અને આ સર્વ લક્ષણો જેમનામાં ઓછાવધતા પ્રમાણમાં હોય છે, તેઓ તે પ્રમાણમાં મધ્યમ પ્રકારની અથવા કનિષ્ટ પ્રકારની પ્રજાને માટે યોગ્ય ગણાય છે.

( સંપૂર્ણ )



# उपवासोपचार.

ઉત્તમ પ્રકારના આરોગ્યને કોણ નથી ઇચ્છતું ? મનુષ્યમાત્ર ઇચ્છે છે, અને તેને પ્રાપ્ત કરવા અસંખ્ય મનુષ્યો પ્રયત્ન કરતા જોવામાં આવે છે; અને તોપણ કેટલા થોડાને ખરું આરોગ્ય પ્રાપ્ત થયેલું જોવામાં આવે છે.

શાસ્ત્રો મનુષ્યશરીરને પરમેશ્વરનું મંદિર કહે છે, અને એમ છતાં લાખો મનુષ્યોનાં શરીર તમે તપાસશો તોપણ એવું એક પણ શરીર તમારા જોવામાં ભાગ્યે જ આવશે કે જેને જોઈને તમે નિઃશંકપણે કહી શકો કે આ શરીરમાં પરમેશ્વર વસે છે. પરમેશ્વરનો જ્યાં નિવાસ હોય તે સ્થાન કેવું અલૌકિક હોવું જોઈએ ? તેને જોતાં જ આપણને કેવી અપૂર્વ પ્રસન્નતા પ્રકટવી જોઈએ ? તે અંતરાત્મા કેવું દેદીપ્યમાન હોવું જોઈએ ? ઇંદ્રિયો કેવા અદ્‌ભુત સામર્થ્યવાળી, માનસિક શક્તિઓ કેવા આશ્ચર્ય-

કારક બળવાળી, અને હૃદયબળ કેટલું અસાધારણ ઉચ્ચ હોવું જોઇએ ? આમાંનું કશું જ જ્યાં ન જોવામાં આવે ત્યાં પરમેશ્વર વસે છે, એમ શી રીતે કહી શકાય ? મલિન જગામાં કોહેલા ઘાસથી બાંધેલી ઝુંપડીમાં ચક્રવર્તી નૃપતિ વસે છે, એમ કોઇ કહે તો તે શી રીતે મનાય ?

પરમેશ્વરનાં મંદિરો આજે જ્યાં ત્યાં કેવી સ્થિતિમાં જોવામાં આવે છે? કોઇને આખે શરીરે હાડકાંપાંસળાં દેખાય છે, તો કોઈ મોટા પાડાથી પણ વધારે ફૂલેલા હોય છે. કોઈનું પેટ વ્યાસની મોટી માણજેવું હોય છે, તો કોઇની ગરદન- ઉપર ચરબીના અજગરજેવા જાડા વાટા હોય છે. કોઈ કાને બહેરો હોય છે, તો કોઈ ચસ્મે ધબ હોય છે. કોઈના દાંત પડી ગયા હોય છે, તો કોઈના સાઠ વર્ષ પહેલાં વાળ ધોળા થઈ ગયા હોય છે. કોઈનું મુખ વિકૃત હોય છે, તો કોઈના અન્ય અવયવો વિકૃત હોય છે. કોઈ જ્વરથી પીડાતા હોય છે, તો કોઈ મંદાગ્નિથી પીડાતા હોય છે. કોઈનો દમથી દમ જતો હોય છે, તો કોઈ ક્ષયથી ક્ષય પામતા હોય છે. કોઈ ક્રોધનું જાળું હોય છે, તો કોઈ વિષયવાસનાનું પુતળું હોય છે. કોઈમાં એક દુર્ગુણ હોય છે, તો કોઈમાં બીજો હોય છે. વિરૂપતા, વિકૃતિ, અવ્યવસ્થા, વ્યાધિ, દુર્ગુણ કે દોષવિનાની એક વ્યક્તિસરખી પણ દૃષ્ટિએ પડતી નથી.

પ્રિય વાચક ! તમારા શરીરની, મનની, તથા હૃદયની દોષવાળી સ્થિતિ જોઇને તમને કદાચ એમ થતું હશે કે તમારૂં શરીર પરમેશ્વરનું મંદિર નથી, પરંતુ વસ્તુતઃ તમારૂં શરીર પરમેશ્વરનું મંદિર જ છે. પરમેશ્વર પોતાની અનંત શક્તિઓસહિત તમારા શરીરદ્વારા પ્રકાશવા તમારા અંતરમાં તૈયાર છે, પરંતુ અસાવધાનતાથી અને અજ્ઞાનથી તમે તમારા શરીરની એવી દુર્દશા કરી મૂકી છે કે તે દ્વારા તે પોતાના પૂર્ણ પ્રકાશને બહાર પ્રકટાવી શકતા નથી. ગાયક ગમે તેટલો ઉત્તમ હોય પરંતુ જો તેને ભાગેલી સારંગી આપીએ તો તે પોતાની વિદ્યા શી રીતે, બહાર પ્રકાશી શકે? પીછાંની તરવારવડે શૂરવીર યોદ્ધો રણસંગ્રામમાં કોનાં મસ્તક ધડથી જૂદાં કરી શકે? દોષવાળા શરીરથી પણ તમારામાં નિવસેલા પરમાત્મા અનંતશક્તિસંપન્ન છતાં પણ પોતાની અનંત શક્તિઓને બહાર પ્રકટ કરવા અસમર્થ જ રહે છે.

શરીરનું યથાર્થ આરોગ્ય પ્રાપ્ત કરતાં, જેમ વાદળુ દૂર થતાં સૂર્ય દ્વાદશ કળાથી પૂર્ણપણે પ્રકાશે છે, તેમ શરીરમંદિરમાં નિવસેલા પરમાત્મા પૂર્ણ ઐશ્વર્યથી પ્રકાશે છે. આમ હોવાથી યથાર્થ આરોગ્ય પ્રાપ્ત કરવું એ સર્વનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે.

ઘણા મનુષ્યો ફરી હરી શકતા હોય છે, પોતાનું નિત્યનું કામ કરી શકતા હોય છે, બે કે ત્રણ વાર ખાઇ શકતા હોય છે, અને ખાસ કોઇ વ્યાધિથી પોતાને પીડાતા અનુભવતા હોતા નથી, અને તેથી તેઓ માને છે કે અમને આરોગ્ય પ્રાપ્ત છે, પણ વસ્તુતઃ તેમ હોતું નથી. યથાર્થ આરોગ્યમાં અને તેમના આરોગ્યમાં બહુ ભેદ હોય છે. યથાર્થ આરોગ્યમાં જ્યારે વ્યાધિના સ્વલ્પ સરખા પણ કારણનો શરીરમાં સંચય થતો નથી, ત્યારે આ નામના આરોગ્યમાં વ્યાધિનાં અનેક કારણો પ્રતિદિન શરીરમાં જામતાં જાય છે. વ્યાધિનાં બીજકો તેમના શરીરમાં રોપાતાં તેમને સ્પષ્ટ અનુભવમાં આવતાં નથી, પણ તે રોપાય છે, એમાં કશો જ સંશય નથી. જો ન રોપાતાં હોય તો વર્ષો વીતતાં યુ-

વાવસ્થા જઈને વૃદ્ધાવસ્થા આવવાનું કારણ શું ? શરીરઉપર કરચલીઓ પડવાનો હેતુ શો ? દાંત શા માટે પડી જવા જોઈએ ? વાળ ધોળા કેમ થવા જોઈએ ? નેત્રનું તેજ કેમ ઘટવું જોઈએ ! શરીરમાં ન્યૂન બળની પ્રતીતિ કેમ થવી જોઈએ ? આ અને આવાં અનેક ચિહ્નો પોતાને નીરોગ માનનાર અસંખ્ય મનુષ્યોમાં પ્રકટે છે, તે એ જ દર્શાવી આપે છે કે આ સર્વ ચિહ્નોને પ્રકટાવનાર સૂક્ષ્મ કારણો શરીરમાં દીર્ઘ સમયથી રચાતાં આવે છે.

યથાર્થ આરોગ્ય જેમને પ્રાપ્ત હોય છે, અથવા જેઓ પ્રયત્નથી પ્રાપ્ત કરે છે, તેમના શરીરમાં પૂર્વોક્ત કારણો પ્રકટતાં નથી, અથવા પ્રકટે છે, તો આરોગ્યના નિયમના જ્ઞાનથી તેઓ તેનો નિત્ય નાશ કરતા રહે છે, અને તેથી તે કારણોનો તેમના શરીરમાં સંચય થતો નથી. આમ થતાં તેઓ વૃદ્ધાવસ્થાનો જય કરી શકે છે, યુવાવસ્થાને સ્થિર રાખી શકે છે, ઇંદ્રિયોના બળનું સંરક્ષણ કરી શકે છે, ચિરાયુ થાય છે, અને મૃત્યુઉપર અંકુશ પ્રાપ્ત કરી શકે છે. તેઓને મરણ આવતું જ નથી, એમ કહેવાનું તાત્પર્ય નથી, કારણ કે તેમ થવું એ લાભ કરનારૂં નથી, પણ હાનિ કરનારૂં છે. મનુષ્યશરીરથી અને મનુષ્યલોકથી ઉંચા પ્રકારનાં અનેક શરીરો તથા અનેક લોક છે, અને મનુષ્યશરીરમાં અને મનુષ્યલોકમાં જ સદા પડી રહેવું એ ઉન્નતિને રોકવા તુલ્ય છે, અર્થાત્ મનુષ્યશરીરનો અને મનુષ્યલોકનો ત્યાગ, એ પ્રાણી માત્રે ન ઇચ્છવા યોગ્ય નથી; ઉલટો ઇચ્છવા યોગ્ય છે; પરંતુ બળાત્કારથી ત્યાગ અને સ્વેચ્છાથી ત્યાગ એ બેમાં બહુ ભેદ છે. આજે મનુષ્યશરીરનો અને મનુષ્યલોકનો પોતાની ઇચ્છા ન છતાં મનુષ્યોને ત્યાગ કરવો પડે છે. મનુષ્યલોકમાં જેટલી ઉન્નતિ પ્રાપ્ત કરી શકાય તે પ્રાપ્ત કર્યા પહેલાં જ મનુષ્યશરીરને પરવશ થઈ તજવું પડવું, એ મોટું કષ્ટ છે. આ પ્રમાણે પરવશતાથી મૃત્યુલોકને તજીને જવાથી, અધુરૂં રહેલું કર્તવ્ય સાધવા પુનઃ મનુષ્યલોકમાં આવવું પડે છે; તેમાં સમયની હાનિ થાય છે, તથા શ્રમ પણ અધિક પડે છે. તેથી મૃત્યુને અધીન થવું, તેના કરતાં મૃત્યુને પોતાને અધીન કરી, મનુષ્યલોકમાં સાધવાનું સાધી, આ લોકના કર્તવ્યના અવધિએ સ્વેચ્છાથી આ લોકનો ત્યાગ કરવાનું સામર્થ્ય મનુષ્યમાત્રે મેળવવું, એ થોડું અગત્યનું નથી. અને આ સામર્થ્ય યથાર્થ આરોગ્યની પ્રાપ્તિમાં રહેલું હોવાથી, જેઓએ યથાર્થ આરોગ્ય પ્રાપ્ત કર્યું નથી, તેઓએ કશું જ પ્રાપ્ત કર્યું નથી, એમ કહીએ તો તે ખોટું નથી.

યથાર્થ આરોગ્ય આવા મહાન્ ફળને આપનાર હોવાથી, તે પ્રાપ્ત કરવું અત્યંત કઠિન હશે, એમ જો કોઈ ધારતું હોય તો તે ખરૂં નથી. વનમાં વસતાં પશુઓ અને પક્ષિઓ મનુષ્યોકરતાં હજારગણું ઉત્તમ આરોગ્ય ભોગવે છે, એ કોણ નથી જાણતું ? જો આરોગ્યની પ્રાપ્તિ કઠિન જ હોય તો આ પશુઓ અને પક્ષિઓને તે શી રીતે પ્રાપ્ત થયું? લાખો ઇસ્પિતાલો અને લાખો ખાનગી દવાખાનાં છતાં, લાખો ડૉકટરો અને લાખો વૈદો છતાં, અમેરિકાના, ઇંગ્લાંડના, ફ્રાન્સના અને જર્મનીના મહાકુશળ રસાયણ શાસ્ત્રીઓથી ચાલીશ ચાલીશ કે પચાસ પચાસ વર્ષસુધી એકાંતમાં બેશીને અત્યંત પરિશ્રમે શોધી કહાડેલી અસાધારણ ચમત્કારિક અસંખ્ય દવાઓ પૃથ્વીના પ્રત્યેક ભાગમાં ફરતી હોવા છતાં, અને "હિમાલયમાંથી કે મેરુ પર્વતમાંથી ઉતરી આવેલા મહા સિદ્ધોએ,

રાતદહાડો સેવા કરવાથી અપાર કૃપા કરી બતાવેલી રામબાણ ગોળીઓ, ચૂર્ણો, અવલેહો" વગેરે પ્રજાનો મોટો ભાગ નિત્ય ખાતો છતાં મનુષ્યોમાંથી સોએ નેવું મનુષ્યો પણ સાધારણ આરોગ્ય ભોગવી શકતાં નથી, અને ઇસ્પિતાળો, દવાખાનાં, ડોકટરો, વૈદ્યો, અને રામબાણ દવાઓનાં નામ પણ જેમણે જાણ્યાં નથી, એવાં આ વનમાં વસતા પશુ-પક્ષીઓમાં હજારમાં એક પણ મંદવાડથી માંદુ પડેલું જોવામાં આવતું નથી, એ ઓછો વિચાર કરવા યોગ્ય વિષય નથી. સર્વથા એકલી દવાઓ અને ડોકટરો યથાર્થ આરોગ્ય આપી શકતાં હોય એમ અનુભવથી જણાતું નથી. યથાર્થ આરોગ્યનાં કારણો કોઇ જૂદાં જ હોવાં ઘટે છે, અને તે મનુષ્યથી ઉતરતી બુદ્ધિવાળાં પશુપક્ષીઓના જાણવામાં છે, અને પોતાને બુદ્ધિમાન્ માનનાર મનુષ્યના જાણવામાં નથી, એ સ્પષ્ટ છે; નહિ તો પશુપક્ષિઓ માંદા ન પડે અને મનુષ્યો સર્વ જ માંદાં પડે તેનું કારણ શું ?

માણસે બુદ્ધિમાન્ હોઇને અધિક શું કર્યું ? તેણે પાણીઉપર, વાયુઉપર, અગ્નિઉપર અને વિદ્યુત્ઉપર આશ્ચર્યકારક વિજયો મેળવ્યા તેથી શું થયું ? પરંતુ દીવાપાછળ જેમ અંધારૂં રહે તેમ પોતાનાં શારીરિક દુઃખો ટાળવા તે અસમર્થ રહ્યો છે. તેની મોટી મોટી શોધો તેને વ્યાધિના અને મૃત્યુના દુઃખથી મુક્ત રાખી શકી નથી. તેનું માથું દુઃખતું હોય કે તેને તાવ આવ્યો હોય તો તે મટાડવાનો તેની પાસે ઉપાય નથી. કોઇ કોઇ ઉપાયથી ઘણાનાં દુઃખતાં માંથાં મટી જાય છે, અને તાવ ઉતરી જાય છે, પરંતુ તે ઉપાયથી શું સર્વના જ તાવ મટે છે ? સેંકડો ઉપાયો કરતાં હજારો મનુષ્યોના તાવ મટતા નથી, અને હજારોના અન્ય વ્યાધિઓ ટળતા નથી. ત્યારે મનુષ્યે વ્યાધિના સાચા શાસ્ત્રીય ઉપાય શોધી કાઢ્યા છે, એમ શી રીતે કહેવાય ? રોગ ટાળવાની તે અજમાયશ માત્ર કરે છે; અજમાયશ કરતાં વ્યાધિ મટે છે, તો ઔષધથી મટ્યો, એવાં મોટાં મોટાં બણગાં ફુંકે છે; નથી મટતો તો 'તમે પથ્ય ન પાળી, તમારો રોગ બહુ જામી ગયો હતો, તમારી પ્રકૃતિ બહુ જૂદા પ્રકારની છે, તેથી દવા માફક ન આવી' એવાં એવાં સેંકડો બહાનાં બતાવી રોગ મટાડવાના પોતાના અજ્ઞાનઉપર ઢાંકપીછોડો કરવાનાં ફાંફાં મારે છે. તે વ્યાધિ મટાડવાના સંબંધમાં કેવળ અજ્ઞાન છતાં મિથ્યાભિમાનથી વ્યાધિ મટાડવાના સાચા ઉપાયોનું જ્ઞાન મેળવતો નથી, અને કુદરતના નિયમોને અનુસરી જ્યારે પશુપક્ષીઓ ઉત્તમ આરોગ્ય ભોગવે છે, ત્યારે કુદરતના નિયમોપ્રતિ બેદરકારી બતાવી તે નિરંતરનો માંદો રહ્યો છે.

પ્લેગ, શીતળા, કોલેરા, તાવ, ક્ષય વગેરે અનેક વ્યાધિઓને સ્થળે સ્થળે અત્યંત મોટા પ્રમાણમાં પ્રસરાવીને, કુદરત મનુષ્યોને પોતાના સુખદ નિયમોનો તેઓ કેટલો બધો ભંગ કરે છે તેનો બોધ પુનઃ પુનઃ આપ્યા કરે છે, પરંતુ મનુષ્યો મિથ્યાભિમાનને ત્યજતા નથી, અને કુદરતના નિયમોનું જ્ઞાન મેળવી તે નિયમોનું પાલન કરી વ્યાધિને ટાળવાનો સાચો પ્રયત્ન કરતા નથી, પણ વ્યાધિને ટાળવા ઉંદરોને મારે છે, મચ્છરોને મારે છે, કાગડાને મારે છે, શરીરમાં રસી મુકાવે છે, દવાઓના રગડા ગળામાં રેડે છે, મગજને ફેરવી નાંખે એવાં ગંધાતાં ઓસરોને આખો દિવસ સુંઘ્યા કરે છે, અને આવાં હજારો ફાંફાં મારતાં છતાં પણ જ્યારે કશું જ વળતું નથી, ત્યારે 'આ તો ઇશ્વરનો કોપ છે,' એમ કહી નિર્દોષ નિષ્કલંક પરમેશ્વરને માથે પાપનો પોટલો ચઢાવી, લમણે હાથ દઇને થાકીને બેસે છે.

# ગ્રહોની તથા રાશિઓની મનુષ્યના જીવનઉપર થતી અસર.

## ઉપોદ્ઘાત.

ગ્રહોની મનુષ્યના જીવનઉપર નિરંતર સારી અથવા નઠારી અસર થયા કરે છે, એવું આર્યપ્રજા છેક પ્રાચીનકાળથી માનતી આવી છે. ગ્રહો કયા નિયમથી મનુષ્યના જીવનઉપર અસર કરે છે, તેનું જ્ઞાન સર્વને થઇ શકતું નથી, કારણ કે તેવું જ્ઞાન થવામાં મતિની અત્યંત શુદ્ધિ તથા સૂક્ષ્મતાની અગત્ય છે, પરંતુ તેઓની શી અસર થાય છે, સારી અસર થતી હોય તો વધારે સારી શી રીતે કરી શકાય છે, અને નઠારી થતી હોય તો તે શી રીતે નિવારી શકાય છે—તેનું જ્ઞાન તો પ્રત્યેક મનુષ્ય સહજ અભ્યાસથી પ્રાપ્ત કરી શકે છે. જેમ ઘડીયાળમાં ચક્રો કાંટાને કેવી રીતે ફેરવે છે, અને વખતને બતાવે છે, તેનું જ્ઞાન, ઘડીયાળ રાખનાર દરેક મનુષ્ય પ્રાપ્ત કરી શકતો નથી, તો પણ ઘડીયાળથી થતા લાભને તે ભોગવી શકે છે, તે જ પ્રમાણે ગ્રહોને મનુષ્યના જીવનઉપર અસર કરવાના નિયમોના જ્ઞાનવિના પણ ગમે તે મનુષ્ય, તેની અસરના જ્ઞાનથી પોતાના જીવનને અધિક સુખવાળું કરી શકે છે.

પાશ્ચાત્ય કેળવણીને લીધે, જ્યોતિશ્શાસ્ત્ર એ એક કપોલકલ્પિત વિદ્યા છે, અને ધૂર્ત બ્રાહ્મણોએ લોકોને ઠગવામાટે જ શોધી કાઢ્યું છે, એમ આપણા દેશના કેળવાયલા વર્ગમાં મોટે ભાગે મનાતું થયું છે, તથાપિ એ વિદ્યામાં ઉંડા ઉતરનાર સર્વને સ્પષ્ટ થયા વિના રહેતું નથી કે તે એક દૈવી શાસ્ત્ર છે, અને તેના યથાર્થ જ્ઞાનથી મનુષ્ય પોતાના જીવનને ઉન્નત કરી શકે છે.

હજારો ગાઉ દૂર આકાશમાં રહેલા ગ્રહોની મનુષ્યના જીવનઉપર અસર થવી સંભવે જ શી રીતે, એવું કારણ આપી જ્યોતિર્વિદ્યાનું ખંડન કરનાર મનુષ્યો વિસરી જાય છે કે હજારો ગાઉ દૂર રહેલા ચંદ્ર તથા સૂર્યની આ પૃથ્વીના પ્રત્યેક પ્રાણીપદાર્થ ઉપર થોડી અથવા ઘણી અસર થતી સર્વના અનુભવમાં નિત્ય આવ્યા કરે છે. ચંદ્રથી સમુદ્રમાં નિત્ય ભરતીઓટ થયા કરે છે, કેટલાક રોગોમાં અમાસ અને પૂર્ણિમાના દિવસો રોગીઓને ભારે ગણાય છે, ફાગણ માસમાં અમુક રાશિના સૂર્ય થયા પછી ગાંડા મનુષ્યોનાં મગજ અધિક વિફરેલાં થાય છે, ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણસમયે કેટલાંક મનુષ્યોને ભારે ઉદાસી અને અસ્વસ્થતા થાય છે, એ વગેરે ચંદ્ર તથા સૂર્યની મનુષ્યોનાં શરીર તથા મનઉપર થતી અસર શું રાંડીરાંડ ડોશીઓ પણ નથી જાણતી ? જ્યારે હજારો ગાઉ દૂર રહેલા ચંદ્ર તથા સૂર્યની આપણા ઉપર થતી અસરને આપણે સ્વીકારીએ છીએ તો પછી દૂર રહેલા બીજા ગ્રહોની આપણા ઉપર અસર નથી જ થતી, એમ કહેવાનું આપણી પાસે શું પ્રમાણ છે ?

વસ્તુતઃ જેમ પ્રત્યેક પ્રાણીપદાર્થમાંથી પોતપોતાની જાતિનું સૂક્ષ્મ દ્રવ્ય નિરંતર અમુક મર્યાદાસુધી વહ્યા કરે છે, તેમ પ્રત્યેક ગ્રહમાંથી તે તે ગ્રહનું ખાસ દ્રવ્ય વહ્યા જ કરે છે. આપણે કહીએ છીએ કે આપણી આજુબાજુ તથા ઉંચે વિસ્તરી રહેલા આ

ખાલી આકાશમાં કશું જ નથી, પણ ખરૂં જોતાં તેમ નથી. એ ખાલી જણાતા આકાશમાં અસંત સૂક્ષ્મ અણુઓ આશ્ચર્યકારક ગતિથી નિરંતર વહેતા જ હોય છે, જેમ સૂર્યના પ્રકાશમય અણુઓ સૂર્યમાંથી આપણી પૃથ્વીઉપર નિરંતર આવ્યા કરે છે, તે જ પ્રમાણે આકાશમાં સ્થિત વિવિધ ગ્રહોના અણુઓ પણ આપણા પ્રતિ નિરંતર આવ્યા કરે છે; અને જે અણુઓને જેમની સાથે સજાતીય સંબંધ હોય છે, તે અણુઓ તેમના પ્રતિ આકર્ષાય છે, અને અનુકૂળ અસર ઉત્પન્ન કરે છે, અને વિરોધી અણુઓ પરસ્પરમાં વિરોધ ઉપજાવી પ્રતિકૂળ અસર પ્રકટાવે છે.

માયા ત્રિગુણમયી હોવાથી તેનું કાર્ય જે આ જગત્ તે પણ ત્રણ ગુણવાળું છે. આમ હોવાથી આ જગતના સઘળા પદાર્થો સાત્વિક, રાજસ, અને તામસ એમ ત્રણ ભેદવાળા હોય છે. તેમાં જે જે સાત્વિક પદાર્થો હોય છે, તેઓ પોતાનાથી અધિક સાત્વિક પદાર્થોથી, જે જે રાજસ પદાર્થો હોય છે તેઓ પોતાનાથી અધિક રાજસ પદાર્થોથી, અને જે જે તામસ પદાર્થો હોય છે તેઓ પોતાનાથી અધિક તામસ પદાર્થોથી પોષાય છે. ચંદ્ર, સૂર્ય તથા બૃહસ્પતિ એ ત્રણ ગ્રહો સાત્વિક હોવાથી તેમાંથી વહેતું સાત્વિક દ્રવ્ય આ જગતના સર્વ સાત્વિક પ્રાણીપદાર્થોને પોષે છે; બુધ અને શુક્ર રાજસ હોવાથી તેમાંથી વહેતુ રાજસ દ્રવ્ય રાજસ પ્રાણીપદાર્થોને પોષે છે, અને બાકીના ગ્રહો તામસ હોવાથી તેમાંથી વહેતું તામસ દ્રવ્ય, તામસ પ્રાણીપદાર્થોને પોષે છે. આ પ્રકારે ત્રિગુણ ભેદવાળા આ ગ્રહોની પોતાના સજાતીય પ્રાણીપદાર્થોઉપર નિરંતર અનુકૂળ અસર થયા કરે છે, તથા વિજાતીય પ્રાણીપદાર્થોઉપર પ્રતિકૂળ અસર થયા કરે છે.

જ્યોતિઃશાસ્ત્રમાં કહ્યું છે કે મનુષ્યોનાં શરીરમાં રુધિરનો અધિપતિ મંગળ છે, માંસનો અધિપતિ શનિ છે, મેદનો અધિપતિ ચંદ્ર છે, મજ્જાનો અધિપતિ સૂર્ય છે, વીર્યનો અધિપતિ શુક્ર છે, બુદ્ધિનો અધિપતિ બુધ છે, જીવનનો અધિપતિ બૃહસ્પતિ છે, ત્વચાનો અધિપતિ રાહુ છે, અને કેશ તથા લોમનો અધિપતિ કેતુ છે. એ વચનોનો ભાવ એ છે કે મંગળમાંથી વહેતી સૂક્ષ્મ સત્તા રુધિરને પોષે છે, શનિમાંથી વહેતી સૂક્ષ્મ સત્તા માંસને પોષે છે, વગેરે.

બુદ્ધિમાન્ વાચકને આટલા સંક્ષિપ્ત વિવેચનથી સ્પષ્ટ થયાવિના નહિ રહે કે દૂર રહ્યા છતાં પણ ગ્રહોમાંથી વહેતી સૂક્ષ્મ સત્તા મનુષ્યના જીવનઉપર નિરંતર અસર કર્યા જ કરે છે.

એકલી આર્યપ્રજા જ જ્યોતિર્વિદ્યાને માનતી હતી અને માને છે, એમ કંઇ નથી. પ્રાચીન કાળની તથા અર્વાચીન કાળની, સર્વ પ્રજાઓ જ્યોતિઃશાસ્ત્રને માનતી આવી છે, તથા માને છે; અને જો કે જ્યોતિઃશાસ્ત્ર ખોટું છે, એવું પાશ્ચાત્ય વિદ્વાનોમાં કેટલાંક વર્ષઉપર મનાતું હતું તોપણ હવે તે જ પ્રજાના સમર્થ વિદ્વાનોએ પોતાની ભૂલ જોઇ છે, અને આજે ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, રશીઆ વગેરે યુરોપના દેશોમાં તથા અમેરિકામાં અસંખ્ય વિદ્વાનો જ્યોતિર્વિદ્યાનો અભ્યાસ કરી તેમાં પારંગત થયા છે, અને થાય છે, તથા તે પ્રજામાંથી પણ લાખો મનુષ્યો તેની સત્યતાનો સ્વીકાર કરે છે.

પ્રાચીન કાળમાં ગ્રીસમાં, ઈજીપ્ટમાં, ઈરાનમાં, ખાલ્ડીઆમાં, અરબસ્તાનમાં

અને બાબિલોન વગેરે સ્થળોમાં જ્યોતિર્વિદ્યા એક દૈવી વિદ્યા મનાતી, અને વિદ્વાન્ અવિદ્વાન્ સર્વે શ્રદ્ધાપૂર્વક તે શાસ્ત્રને અનુસરતા. તેના નિયમાનુસાર સ્ત્રીપુરુષનાં લગ્ન કરવાથી તે પ્રજાનાં બાળકો આખા જગત્‌માં સઉથી સુંદર, સઉથી સુદૃઢ આરોગ્યવાળાં, અને સઉથી બળવાન્ થતાં, એટલું જ નહિ પણ તેઓની માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓ પણ અસાધારણ ઉચ્ચ પ્રકારની થતી.

પ્રાચીન કાળના ગ્રીસ દેશના પીથાગોરાસથી આરંભીને છેક કોપર્નિકસ સુધીના સર્વે વિદ્યાભિજ્ઞ પુરુષો તથા તત્ત્વશોધકો ગ્રહોની અસર મનુષ્યના જીવનઉપર નિરંતર થયા કરે છે, એવું માનતા, તથા શીખવતા.

આ પ્રમાણે ભૂતકાળના તથા વર્તમાન કાળના સર્વે દેશના વિદ્વાનો જે વિદ્યાની સત્યતાનો સ્વીકાર કરે છે, તે વિદ્યા ખોટી છે, અને બ્રાહ્મણોએ પેટ ભરવામાટે ઉભી કરી છે, એવું બોલવું, એ બોલનારના અજ્ઞાનનું અને મતિની મંદતાનું જ સૂચન કરે છે.

સૂર્યમંડળને આકાશમાં ફરવાના માર્ગના બાર વિભાગ પાડવામાં આવ્યા છે, અને તે દરેક વિભાગને 'રાશિ' એવી સંજ્ઞા આપવામાં આવી છે. તે રાશિઓનાં નામ આ છેઃ—૧ મેષ, ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક, ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન. રાશિઓનાં આ પ્રકારનાં નામ કયા કારણથી અપાયાં છે, તે ગુપ્ત દૈવી વિદ્યાઓનો અભ્યાસ કરનારને જ સમજાય છે. તે જાણવાનો, મનુષ્યોના મોટા ભાગને હજી અધિકાર આવ્યો નથી.

આ રાશિઓમાંથી ગમે તે એક રાશિમાં અથવા રાશિઓની સંધિમાં પ્રત્યેક મનુષ્યનો જન્મ થયો હોય છે, અને તે સમયે આકાશમાં ગ્રહોની જે સ્થિતિ હોય છે, તે પ્રમાણે તેના જીવનઉપર તે ગ્રહોના ન્યૂન અથવા અધિક પ્રમાણમાં અસર થાય છે.

આથી એમ સમજવાનું નથી કે મનુષ્ય ગ્રહોને અધીન છે. મનુષ્ય પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરે, અને ગ્રહોની નઠારી અસર ટાળવા પ્રયત્નને ન કરે તો અવશ્ય તે ગ્રહોને અધીન છે જ. પરંતુ જ્યારે તે બુદ્ધિનો ઉપયોગ કરી પ્રયત્નને આદરે છે, ત્યારે તે ગ્રહોની અસરનો પણ વિજય કરી શકે છે.

જ્યેષ્ઠ માસથી વરસાદ આવશે એવું જ્ઞાન પ્રાપ્ત કરનાર મનુષ્ય બુદ્ધિનો ઉપયોગ કરી વરસાદથી પોતાનું તથા પોતાના કુટુંબનું રક્ષણ થાય એવું ઘર બાંધે છે, તો બહાર મૂસળધાર વરસાદ પડતાં છતાં પણ તે જળના એક બિંદુથી પણ ભીંજાયાવિના ચોમાસાના ચાર માસ સુખપૂર્વક રહી શકે છે. શ્વાન વગેરે પશુઓને તેનું જ્ઞાન નથી, અને કદાચ જ્ઞાન હોય છે, તો બુદ્ધિનો ઉપયોગ કરી પોતાનું રક્ષણ કેવી રીતે કરવું તે તેઓ જાણતાં નથી. આથી વૃષ્ટિનાં દુઃખો તેઓને સહન કરવાં પડે છે.

મનુષ્ય જેમ જગત્‌માં થતી વૃષ્ટિને રોકી શકતો નથી, પણ વૃષ્ટિ આ પ્રકારની હોય છે, અને તેની આવી અસર થાય છે, એ પ્રકારના જ્ઞાનથી પોતાના પ્રતિ પ્રવર્તતી તેની દુઃખદાયક અસરને પુરુષાર્થવડે ખાળી શકે છે, એ જ પ્રમાણે ગ્રહોની અમુક અમુક પ્રકારની અસર થનાર છે, એ પ્રકારનાં જ્ઞાનથી, તે પ્રયત્નવડે પોતાના ઉપર પ્રવર્તતી તેમની દુઃખદ અસરનો પ્રતિરોધ કરી શકે છે.

ત્યાંથી પણ તમારી ટાંગડી પકડી રાહુ કે શનિ તમને નીચે ઘસડી લાવશે, અને દુઃખાગ્નિના કુંડમાં તમને હોમશે. રાહુને કે શનિને તમારી પાસે આવવાનું આમંત્રણ કરનાર અને તમને દુઃખ આપવાની તેમને આજ્ઞા કરનાર તમે પોતે જ છો; તમારા અયોગ્ય વિચાર અને અયોગ્ય કૃતિ છે; નહિ તો રાહુના કે શનિના માથામાં ગજ ઘાલ્યા નથી, કે તમારા તરફ વાંકી નજર પણ માંડી શકે. પણ જ્યાં પોતાનું ઘર જ વંઠયું—જ્યાં તમે પોતે જ શત્રુના પક્ષમાં ગયા—ત્યાં રાહુનોએ શો દોષ અને શનિનોએ શો દોષ ?

પ્રયત્ન કરવાનું પીગત્વ તમારામાં પ્રકટાવવા હવે કેટલો વિસ્તાર કરવો ? બહુ થયું. બીજાના ઉપર આધાર રાખવાનું છોડી દો. પોતે જ પ્રયત્ન કરો. પોતાના જ બળમાં વિશ્વાસ રાખો. પોતાના જ બળમાં વિશ્વાસ રાખી પ્રયત્ન કરશો તો તમે એકલા આખા વિશ્વને ભારે છો.

ભૂતકાળને દાટી દો, ભવિષ્યકાળના ભયને તોપને ગોળે ઉડાડી દો, અને સુખના જ ચિત્રને વૃત્તિસામું રાખતા, વર્તમાનકાળમાં જ પ્રયત્ન કરો. વસિષ્ઠ કહે છે તેમ નસીબના બાંધેલા બંધાઇને, પ્રયત્નને ન સેવનાર, ભલે માણસ જેવા દેખાતા હોય તો પણ પશુ છે.

સોનામાંથી બનેલું ઘરેણું સોનું જ હોય છે, કંઇ લોઢું કે સીસું હોતું જ નથી, તેમ પરમેશ્વરમાંથી પેદા થયેલા તમે પરમેશ્વરજેવા જ લક્ષણવાળા છો, કંઇ ખીસકોલી કે ઉંદરડીના જેવાં લક્ષણવાળા નથી જ; તો પછી પરમેશ્વરજેવા થવાને કેમ પ્રયત્ન કરતા નથી ? પરમેશ્વરમાં જે છે તે જ તમારામાં છે, માત્ર તમે ભ્રાંતિને વશ થયા છો. તમારી શક્તિઓ અદ્ભુત છે, અસાધારણ છે, કલ્પના પણ ન કરી શકાય એવી છે. શા માટે શંકા કરો છો ? વ્યાસને કે શંકરને કે અર્જુનને પરમેશ્વરે પોતાના હાથે ઘડ્યા હતા અને તમને ઘડવાને કોઈ ભૂત કે પિશાચ નીમ્યું હતું એમ છે જ નહિ. જે હાથે પૂર્વના મહાપુરુષો ઘડાયા હતા તે જ હાથે તમે ઘડાયા છો. પૂર્વના મહાપુરુષોને ઘડવામાં ઈશ્વરે પક્ષપાત કર્યો હતો, એમ માની ના બેસો. તેમનામાં હતું તે જ તમારામાં છે, માટે ભાઈ ! આ આળસને લાત મારો, કેડ બાંધો, અને પ્રયત્નના ક્ષેત્રમાં સમર્થ વીરરૂપે ઉતરી પડો.

તમારામાં રહેલી અસાધારણ શક્તિઓને, તમારામાં રહેલા ઈશ્વરત્વને બહાર પ્રકટ ન થવા દેનાર કોણ છે, તે તમે જાણો છો ? શાસ્ત્રો જેમને કામ, ક્રોધ, લોભ વગેરે ૭ રિપુઓ કહીને ઓળખાવે છે, તેઓ જ તમારા ઇશ્વરત્વને પ્રકટ થવા દેતા નથી. તેમનો જય કરતાં, અર્થાત્ તમારા અંતઃકરણમાંથી દુષ્ટ વિકારોને નિર્મૂળ કરતાં, તમારું ઈશ્વરત્વ તત્કાળ બહાર પ્રકટ થાય છે. આથી જ્યોતિર્વિદ્યાવડે પ્રથમ તમારામાં કયા કયા વિકારો પ્રબળપણે વર્તે છે, તેને જાણો, અને પછી તેને જિતવા પ્રયત્નશીલ થાઓ. ( સંપૂર્ણ. )

# आत्मश्रद्धा.

(૫)

'તમે સર્વ કરવા સમર્થ છો' એવો સિદ્ધાંત મેં તમને કહ્યો, અને તમે તે સ્વીકાર્યો, એટલા માત્રથી જ આત્મશ્રદ્ધાના ઉચ્ચ ગુણથી પ્રકટ થનારાં દુર્લભ ફળ મળતાં નથી. 'હું સર્વ કરવા સમર્થ છું' એ વચન સિદ્ધાંતરૂપ છે, એ ખરૂં છે, પણ તમે પોતે તે વચન ખરૂં છે, એમ શા આધારે માનો છો? હું એમ કહું છું, અથવા શાસ્ત્રો એમ કહે છે, અથવા મોટા પુરુષો એમ કહે છે, માટે તે ખરૂં છે, એમ જો તમે માનતા હો તો તે તમારૂં માનેલું અને જાણેલું વંધ્યા સ્ત્રીના જેવું નિષ્ફળ છે. 'હું સર્વ કરવા સમર્થ છું' એ સિદ્ધાંતને અનુભવમાં જ્યાં સુધી તમે ઉતાર્યો નથી, તમારાં પોતાનાં સર્વ કાર્ય કરી શકવાના સામર્થ્યને તમે પોતે જ્યાં સુધી જોયું જાણ્યું નથી ત્યાં સુધી શાસ્ત્રોએ કે સત્પુરુષોએ આ નિશ્ચય તમને જણાવ્યો તેથી તમારૂં શું વળ્યું? તમને પોતાને જ્યાં સુધી તમારા સર્વશક્તપણાનો અનુભવ નથી, ત્યાંસુધી શાસ્ત્રો કે સત્પુરુષો હજારો યુક્તિથી આ સિદ્ધાંતને તમારા આગળ સ્થાપે, તો પણ તમારા પોતાના સામર્થ્યમાં રહેલી તમારી અશ્રદ્ધા લેશ પણ હઠવાની નહિ. 'હું સર્વ કરવા સમર્થ છું' એ સિદ્ધાંતના સાચાપણાનો તમને પોતાને અનુભવ થાય, અર્થાત્ ગમે તે કાર્યને તમે કરવા માંડો અને તેને તમે સિદ્ધ કરી શકો, ત્યારે જ આ નિશ્ચય તમને પોતાને સિદ્ધાંતરૂપ થયો છે એમ કહી શકાય.

જગતમાં મનુષ્યોના મોટા ભાગને કશું જ સિદ્ધાંતરૂપ થયું હોતું નથી. લગભગ સોમાં નવાણું મનુષ્યો શીખ્યાસાંભળ્યા નિશ્ચયોને જ્યાં ત્યાં સિદ્ધાંતરૂપે ઠોકે છે. વિરાગ નિર્બંધનાને આપનાર છે, ઈશ્વરભક્તિથી સઘળું જ પ્રાપ્ત થાય છે, સદ્ગુણોથી સુખ અને શાંતિ પ્રાપ્ત થાય છે, આ વગેરે વચનો મનુષ્યો જ્યાં ત્યાં બોલે છે, પરંતુ આ વચનો ખરાં છે કે ખોટાં, તેનો બોલનારામાંથી કોઈને જ અનુભવ હોતો નથી. સર્વ બોલવામાં જ મહત્તા સમજે છે, અને સુંદર ભાષામાં સામાના ઉપર છાપ પડે, એવું બોલતાં આવડ્યું, એટલે કર્તવ્યનો છેડો આવ્યો એમ માને છે. મનુષ્યો જે વચનોને સિદ્ધાંતરૂપે સ્થાપે છે, તેની સત્યતાનો અનુભવ કરી જોવા હજારમાંથી એક પણ કમરને કસતો નથી. જ્યાં ત્યાં મિથ્યા શબ્દોનો બકબકારો જ જોવામાં આવે છે.

પ્રિય ભાઈ! સત્શાસ્ત્રોમાંથી સિદ્ધાંતોને જાણવાની ના નથી. નિશ્ચિંતપણે સેંકડો સિદ્ધાંતોને જાણો, પણ ત્યાં જ બેશી રહો નહિ. ક્રમે ક્રમે જાણેલા એકેક સિદ્ધાંતને પકડો, અને તે શાથી ખરો છે, એમ પોતાના અનુભવથી નિશ્ચય કરો. અનુભવથી કરેલો નિશ્ચય એનું જ નામ જ્ઞાન છે; એ જ ફલનો અનુભવ કરાવનાર છે; બાકી તે વિના તો સઘળી ગોખણપટ્ટી છે. તેનાથી ડાચું જ માત્ર દુઃખે છે, અને છાતીને શ્રમ થાય છે; કંઈ દુઃખ ટળતું નથી અને સુખ મળતું નથી.

આમ હોવાથી 'હું સર્વ કરવા સમર્થ છું' એ નિશ્ચયને સ્વીકારીને તમારે હવે હાથપગ જોડીને બેશી રહેવાનું નથી, પણ તે નિશ્ચય ખરો છે કે કેમ, તેનો અ-

નુભવ કરવાનો છે. તમે સર્વ કરવાને સમર્થ છો, એ તમારે પોતાને પ્રત્યક્ષ જોવાનું છે.

અનુભવ ક્રિયા કરવાથી, અર્થાત્ પ્રયત્નમાં જોડાવાથી જ થાય છે. સમુદ્રમાં મોતી છે, એમ કાંઠે ઉભા ઉભા માન્યા કરવાથી ધનવાન્ થવાતું નથી, પણ તળીએ ડુબકી મારીને મોતી લેઇ આવવાથી જ થવાય છે, તેમ આપણા આત્મામાં કેટલું સામર્થ્ય છે, તે વાતો કરવાથી અનુભવાતું નથી, પણ પ્રયત્ન કરવાથી જ અનુભવાય છે. આથી 'હું સર્વ કરવા સમર્થ છું' એ નિશ્ચયનો સ્વીકાર કરીને, પછી જે કંઇ કાર્ય તમને કરવાનાં પ્રાપ્ત હોય, અથવા કરવાની તમારી ઇચ્છા હોય, તે તત્કાળ કરવા જ માંડો. મારાથી તે થઇ શકે એમ નથી, એમ બોલવાનો હવે તમને અધિકાર નથી, કારણ કે 'હું સર્વ કરવા સમર્થ છું' એ નિશ્ચય તમે સ્વીકાર્યો છે. 'કરૂં તો ખરો, પણ આટલી અડચણ છે' એવા કશા લલોપતા હવે તમારાથી થઇ શકે તેમ નથી, કારણ કે સર્વ કરવાને સમર્થ તમને કશી અડચણ નડે એમ છે જ નહિ. ત્યારે હવે કામ કરવા જ માંડવાનું રહ્યું. 'મને તે આવડતું નથી, બહુ કઠણ છે' એવાં કશાં ગેંગેંફેંફેંવાળાં વચનો બોલશો, તો તમે સ્વીકારેલા સિદ્ધાંતનું તમે અજ્ઞાન જ સૂચવશો. માટે પ્રયત્નમાં જ જોડાઓ. કામ, કરતાં કરતાં જ આવડે છે, એ અબાધિત નિયમને સ્મૃતિપટપર સુવર્ણાક્ષરે કોતરી રાખો. પ્રયત્ન કરતા, પુનઃ પુનઃ પ્રયત્ન કરતાં, ન આવડે એવું કશું જ હોતું નથી. પ્રયત્ન કરીને તમે કરવા ધારેલા કામને પૂર્ણ કરો, અને પૂર્ણ થયે અનુભવપૂર્વક જાણો કે તે કરવાને તમે સમર્થ હતા. હવે બીજું કામ લો અને તે કરવાને પણ તમે પ્રથમની પેઠે જ સમર્થ છો એ, પ્રયત્નવડે તે કામ સાધીને તમારી પોતાની ખાતરી કરો. બીજું કામ કરી ત્રીજું લો, તે સિદ્ધ કરી ચોથું લો, તેને કરી પાંચમું લો, આમ એક પછી એક કામ કર્યે જ જાઓ. નિત્ય આ પ્રમાણે કરો, અને વર્ષની આખરે તમે જોશો કે તમે હજાર કે બે હજાર કામ કર્યાં છે. વર્ષના અંતમાં તમને સમજાય છે કે એ હજાર કામ કરવાને તમે સમર્થ હતા. હવે તમને પોતાના સામર્થ્યમાં વિશ્વાસ પ્રકટતો જાય છે. તમને સમજાય છે કે જે જે કામ તમે કરો છો તે તમારાથી સિદ્ધ થાય જ છે. તમને સમજાય છે કે જે કામ તમે નહિ થઇ શકે એવું અને બહુ જ કઠિન જાણતા હતા, તેને પણ તમે સાધી શક્યા છો. તમને સમજાય છે કે તમારી પ્રયત્નની શક્તિઓ ક્રમે ક્રમે વધતી ચાલી છે. તમને સમજાય છે કે પૂર્વે જેનું તમારામાં તમને ભાન થયું ન હતું, તેવું કંઇ કંઇ નવું નવું, તમારા આત્મામાંથી બહાર નીકળે છે. હવે મોટાં કામો સાધવાની તમારામાં હિંમત આવી છે. વળી તમે પ્રયત્ન કરો છો, અને તે કામો સાધો છો. બે વર્ષ પૂર્વે ચાર લીટી પણ લખી ન શકનાર તમે આજે મોટો ગ્રંથ લખી શકો છો. તમારા આત્મામાંથી સામર્થ્ય પ્રકટ થતું જ જાય છે. હજી જેમ જેમ તમે પ્રયત્ન કરો છો તેમ તેમ હજી નવું ને નવું સામર્થ્ય તમારામાંથી બહાર નીકળતું જ જાય છે. તમને નિશ્ચય થાય છે કે તમારામાં રહેલા સામર્થ્યનો અવધિ જ નથી. ગગનની પેઠે તેનો પાર પમાય તેમ નથી. પ્રિય ભાઇ! હવે જ તમે કહી શકો છો કે આત્મા સર્વ કરવા સમર્થ છે. હવે જ તમારૂં જ્ઞાન, તે સાચું જ્ઞાન છે. હવે જ તમારૂં જ્ઞાન તે અનુભવજ્ઞાન છે.

વડના રાઇના દાણાજેવડા બીજકમાં મોટા વિસ્તારવાળા વડના ઝાડને પ્રકટ

યાતા નીવડે છે. ઉદ્યોગમાં અથવા ધંધામાં પોતાની હોંશિયારીવડે તેઓ ઘણી વાર વિજયી થાય છે, અને પુષ્કળ દ્રવ્ય મેળવે છે. તેઓ પોતાની તથા પોતાના મિત્રોની ગુપ્ત વાતો મરી જાય તો પણ કોઇને કદી કહેતા નથી. તેઓની આજુબાજુ જો અવ્યવસ્થા પ્રવર્તતી હોય છે, તો તેઓનાથી અભ્યાસ અથવા કશું કામ થઇ શકતું નથી. કોઈ પણ કાર્યની યોજના ઘડી કાઢવામાં તેઓ બહુ કુશળ હોવાથી, જે કંઇ કામ કરવાનું તેઓ માથે લે છે, તે કામ બહુ ઉત્તમ પ્રકારે તેઓ કરી શકે છે. ધંધાનાં સાહસ ખેડવામાં તેઓ હોંશિયાર હોય છે, અને તેવાં સાહસમાં ઘણી વાર વિજય મેળવી તેઓ પુષ્કળ દ્રવ્ય એકઠું કરે છે.

આ રાશિમાં જન્મેલાં મનુષ્યો વસ્ત્રો પહેરવામાં ઘણાં સાફસુફ રહે છે; તેમાં સ્ત્રીઓ તો તે સંબંધમાં ખાસ કરીને બહુ જ ચીપાઇદારપણો હોય છે. તેઓને વસ્ત્રોની નવી તરેહની પહેલ કાઢવી બહુ ગમે છે. સઘળી રાશિઓનાં મનુષ્યોમાં આ રાશિનાં મનુષ્યો અત્યંત ભભકાવાળાં વસ્ત્રો પહેરનાર હોય છે.

પોતાનાં કુટુંબનાં મનુષ્યોઉપર તેઓ બહુ જ પ્રેમ રાખે છે, અને તેમના સુખને માટે અત્યંત કાળજી ધરાવે છે. તેઓને પોતાના ઉચ્ચ કુળનું બહુ અભિમાન હોય છે.

કોઇ કોઇ વાર તેમનામાં હિંમત અને એક ચિત્તથી ઉદ્યોગ કરવાનો ગુણ કંઇક ઓછો હોય છે, તો પણ તેઓ ઉત્તમ અને મહાન્ થવાની ઉચ્ચ અભિલાષાને ધરનારા હોય છે. ઉચ્ચ લક્ષ્યને પ્રાપ્ત કરવાનો પરિશ્રમ કરવામાં નડતાં વિઘ્નોથી તેઓ સહેલાઇથી નાહિંમત થઇ જાય છે, પરંતુ આ રાશિના વધારે કેળવાયલા અને બુદ્ધિમાન્ મનુષ્યોમાં આ દોષ જોવામાં આવતો નથી.

ઉત્તમ ગ્રંથોના અભ્યાસથી, ઉત્તમ સંગતિથી, વિચારથી અને અવલોકનથી વિદ્વાન, તત્ત્વજ્ઞ, તથા રાજનીતિજ્ઞ થવાય છે, તે વાતને આ રાશિનાં મનુષ્યો સારી રીતે સમજતાં હોય છે. તેઓમાં સ્વભાવથી જ અત્યંત સૂક્ષ્મ વિવેકબુદ્ધિ હોવાથી તેઓ ઘણીવાર અત્યંત ઉત્તમ લેખક, વક્તા, ગાયક, કવિ, તત્ત્વજ્ઞ અને રસાયનશાસ્ત્રી નિવડે છે. વર્તમાનપત્રોના તંત્રીતરીકે પણ તેઓ ઘણી વાર સર્વોત્તમ નીવડે છે. વ્યાપાર વગેરે ધંધામાં પણ તેઓ અત્યંત વિજયી નીવડે છે. પ્રૂફ વાંચવામાં પણ તેઓ બહુ જ ચોક્કસ અને કુશળ હોય છે.

તેઓનામાં આશાનો ઝરો વેગથી વહેતો હોવાથી તેમ જ તેઓ બળવાન્ તથા ઉત્સાહથી ભરેલા હોવાથી કોઇ પણ પ્રસંગમાં પરાજય મળતાં અથવા કંઇ કષ્ટ આવી પડતાં તેના સામે કેમ ટક્કર ઝીલવી, તે તેઓને આવડે છે. પ્રબોધને પામેલા આ રાશિના મનુષ્યો કશાથી નિરાશ થતા નથી. તેઓ સુખપૂર્વક અને સહેલાઇથી વિઘ્નોનો જય કરી શકે છે. તેઓ સમયનો દુરુપયોગ કરતા નથી, અને ઉન્નતિને સાધનાર ગમે તે કાર્યમાં સર્વદા ગુંથાયલા રહે છે. એળે ગુમાવેલો વખત મૂલ્યવાન્ મોતી અથવા રત્નકરતાં પણ અધિક કિંમતી છે, તે તેઓ બીજી કોઈ પણ રાશિનાં મનુષ્યોકરતાં વધારે સારી રીતે જાણતા હોય છે.

તેઓ કેવળ જડવાદી હોતા નથી, તેમ કેવળ ચૈતન્યવાદી હોતા નથી, પરંતુ મધ્યમ માર્ગમાં વહેનારા હોય છે. જડ અને ચૈતન્ય બનેની અર્થાત્ વ્યવહાર અને પરમાર્થ બનેની અગત્ય તેઓ સ્વીકારનારા હોય છે. તેઓ સંસારમાં કેવળ સ્વીપચી જતા નથી, તેમ સંસારને નકામો ગણી તેનો ત્યાગ કરનાર હોતા નથી. તેઓ આત્માનો ઉદ્ધાર કરવામાં શરીરને ભૂલી જતા નથી, અર્થાત્ તેનો વિનાશ કરી આત્માનો ઉદ્ધાર કરતા નથી, પણ આત્માનો ઉદ્ધાર

કરવાનાં સાધનો સાથેસાથે શરીરનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરનારા હોય છે. પરમાર્થમાં આગળ વધેલા આ રાશિના મનુષ્યો મનુષ્યજીવનના રહસ્યનો તથા આત્માના અમરત્વનો ઉત્તમ પ્રકારે બોધ કરવાના સામર્થ્યવાળા હોય છે.

તેઓ વ્યર્થ તરંગોમાં સમયને ગુમાવી નાંખતા નથી, પણ કાંઈ ને કાંઈ ઉપયોગી કાર્યોમાં જ રચ્યાપચ્યા રહે છે. સુખ અને દુઃખ પોતાનાં જ સારાં અને નઠારાં કર્મનું ફળ છે, એ તેઓ સારી રીતે સમજતા હોય છે, અને તેથી શુભ ફળને પ્રકટાવનાર પ્રયત્ન કરવા તરફ જ તેમનું મન વળેલું રહે છે.

અભ્યાસથી ઉંચી આધ્યાત્મિક શક્તિઓ તેઓનામાં સત્વર પ્રકાશી નીકળે છે, અને તેથી કોઈ પણ પ્રાણીપદાર્થનાં આંતર લક્ષણોને તેઓ તત્કાળ જાણી જાય છે. કોઈ દિવસ ન જોયેલા મનુષ્યના સઘળા દોષોને, તેને જોતાં વારને જ તેઓ જાણી જાય છે. આધ્યાત્મિક પ્રદેશમાં નહિ પ્રવેશેલા આ રાશિના મનુષ્યો બીજાની બહુ જ મનસ્વીપણે સખ્ત ટીકા કરનારા હોય છે, કારણ કે સઘળા મનુષ્યો પૂર્ણ અને કશી પણ ખોડખાંપણવિનાના હોવાની તેઓ આશા રાખનારા હોય છે.

આ રાશિનાં જે મનુષ્યોએ પોતાની માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓને સરખા પ્રમાણમાં કેળવી હોય છે, તેઓ બહુ જ ઉત્તમ પ્રકારના નીવડે છે, તથા તેઓ જગતનું બહુ જ કલ્યાણ કરી શકે છે. તેઓ સ્ત્રી કે પુરુષ ગમે તે જાતિમાં હોય છે તોપણ આશ્ચર્યકારક રીતે લાવણ્યવાળા, અન્યને પોતાના પ્રતિ આકર્ષનારા, અને પ્રતાપી હોય છે. તેઓ આખા જગતને કદાચ પોતાની આંગળીના ટેરવાઉપર નથી નચવી શક્તા, તોપણ આખી પ્રજાને તો નચવી શકે છે જ.

આખા વિશ્વમાં સર્વત્ર પૂર્ણ વ્યવસ્થા તથા ઐક્ય જ વ્યાપી રહ્યાં છે, અને વારંવાર ઉપરચોટીયા વિચારથી જે ખોટાજેવું જણાય છે, તે શુભ જ હોય છે, એવું આ રાશિનાં મનુષ્યોને જ્યારે જ્ઞાન થાય છે, ત્યારે તેમની ઉન્નતિ બહુ ત્વરાથી થવા માંડે છે. જ્યાં સુધી તેમના અંતઃકરણમાં સર્વત્ર વ્યવસ્થાનું ભાન રહે છે, ત્યાં સુધી તેમનું આરોગ્ય સારું રહે છે. અવ્યવસ્થાનું ભાન, એ તેમના આરોગ્યને બગાડનાર છે. જે સ્થળોમાં નિત્ય કલહ અને ક્રોધ પ્રવર્તી રહ્યાં હોય છે, તેવાં સ્થળોમાં ગમે તેવો સારો ખોરાક ખાવા છતાં પણ તેમને કશો જ લાભ થતો નથી.

આ રાશિના મનુષ્યોના શરીરનો બાંધો મજબુત હોય છે. ઉંચાઇમાં તેઓ મધ્યમ પ્રમાણના અથવા તેથી સહજ વધારે હોય છે. તેમનું મુખ લંબગોળ અને તેમનામાં રહેલી બળવાન્ બુદ્ધિનું ભાન કરાવનાર હોય છે. તેમનો સ્વર મધુર હોય છે, તથા તેઓનું વર્તન વિનયથી ભરેલું હોય છે.

આ રાશિનાં મનુષ્યોને અન્યનો અધિક પરિચય બિલકુલ પ્રિય હોતો નથી, અને તેથી પોતાના સોબતીઓને અને મિત્રોને પસંદ કરવામાં તેઓ બહુ જ ચોકસ રહે છે. તુલા, ધન, અથવા પોતાની જ રાશિમાં જન્મેલા મનુષ્યોની મિત્રતા તેમને અનુકૂળ આવે છે. શ્રીમંત અને પ્રસિદ્ધ પુરુષોનો સહવાસ પણ આ મનુષ્યોને બહુ ગમે છે.

બીજાઓના ઉપર હકુમત ચલાવવાનો સ્વભાવ, બીજાઓનાં કામમાં માથું મારવાની ટેવ, અને સામાના દોષ અને ખામીઓઉપર નિરંકુશપણે અખંડ ટીકા કરવાનો સ્વભાવ; એ આ મનુષ્યોના મોટા દોષો છે. તેઓને પોતાના દોષો જણાતા નથી, અને કોઇ જણાવે છે તો તેને તેઓ સ્વીકારતા નથી.

કન્યા રાશિનાં મનુષ્યોને ધન અને પદવીનું મિથ્યા માન હોય છે. આ રાશિનાં અશિક્ષિત મનુષ્યોમાં ધનવાન્ હોવાનો ખોટો ડોળ કરનારા તથા ખુશામતીયાઓ ઘણા મળી આવે છે.

તેઓને પોતાના મનથી માની લીધેલા ઘણા રોગો અને દરદો હોય છે. નિત્ય દવા લેવાની જરૂરને તેઓ દૃઢપણે સ્વીકારનારા હોય છે, અને વૈદ્ય કે ડૉક્ટરની સલાહ લીધાવિનાનો તેમનો એક પણ દિવસ ખાલી જતો નથી. ખરી રીતે જોતાં આ રાશિમાં જન્મેલાં મનુષ્યોને દવા લેવાની જરૂર જ હોતી નથી; અને વૈદ્યથી તથા ઔષધીથી દૂર રહેવાથી તેઓ પોતાનું આરોગ્ય વધારે સારી રીતે જાળવી શકે તેમ છે. કુદરતને અનુકૂળ વર્તન, એ જ તેઓનું કદી નિષ્ફળ ન જાય એવું ઔષધ છે. પ્રત્યેક પ્રાણીપદાર્થને પીંખી નાંખવાના તેમના અયોગ્ય સ્વભાવથી તેમનું ચિત્ત અવ્યવસ્થ થઇ જાય છે, અને આમ થતાં તેઓ ધારે છે કે તેઓ ઘણા જ માંદા પડી ગયા છે. બીજાઓની અત્યંત ટીકા કરવી, અથવા બીજાઓના કામમાં માથું મારવું, એ અત્યંત હાનિકારક છે, અને તેમ કરનારને નુકસાન થયા વિના રહેતું જ નથી. આપણા માનવબંધુઓનાં ખોતરણાં કાઢવા માટે, અથવા સ્વતંત્રપણે તેઓના કામ કરવાના પવિત્ર હક્કઉપર તરાપ મારવાને પરમેશ્વરે આપણને સર્જ્યા નથી, અને તેથી કરીને ઈશ્વરી નિયમનું ઉલ્લંઘન કરનારને હાનિ થયા વિના રહેતી જ નથી.

ખોતરણાં કાઢવાના અને ઘાલઘુસડ કરવાના સ્વભાવવાળા ઘણા કન્યારાશિના મનુષ્યો જ્યાં જાય છે ત્યાં રંગમાં ભંગ કરી મૂકે છે. બીજાઓને સંતાપ, પીડા અને નિરાશા ઉત્પન્ન કરવાથી આ મનુષ્યોના પોતાના વિચારો પણ વિકારવાળા થઇ જાય છે, અને તેમ થતાં તેઓનું જીવન દુઃખમય થઇ જાય છે. વાયુ તત્ત્વની અને અગ્નિતત્ત્વની રાશિઓમાં જન્મેલાં મનુષ્યોને આ રાશિનાં મનુષ્યોથી ઘણી વાર બહુ સંતાપ થવાના સંભવો આવે છે.

પૂર્વે કહ્યાપ્રમાણે તેઓ પોતાના દોષોનો કદી પણ સ્વીકાર કરતા નથી, એટલું જ નહિ પણ ઘણી વાર પોતાના નિર્દય વાક્પ્રહારથી તેઓ સામાનાં મર્મસ્થાનોને છેદે છે, અથવા કોઇ કોઇ વાર તેમના પ્રાણ પણ લે છે, તે વાતને પણ તેઓ જાણતા નથી. બીજાઓના હિતને માટે અમે આવી પ્રવૃત્તિ કરીએ છીએ, એમ તેઓ માને છે; પરંતુ પોતાની આવી પ્રવૃત્તિથી જગત્માં કેટલાનાં હૃદયને તેઓ વ્યર્થ વીંધે છે, એ જો તેઓ જાણે તો તેઓ મરણપર્યંત મૌન વ્રતને સેવ્યા વિના રહે જ નહિ.

તેઓને અમુક પ્રસંગમાં આમ જ થશે, એવું ભવિષ્ય કહેવાની ઘણી વાર વૃત્તિ થઇ આવે છે; પરંતુ આ ભવિષ્યકથન બહારના દેખાવઉપરથી જ તર્ક કરીને ઉપજાવી કાઢેલું હોવાથી ઘણી વાર ખોટું પડે છે.

બહારની ટાપટીપઉપર આ રાશિનાં મનુષ્યોને ભારે મોહ હોવાથી, તથા બહારથી સારા દેખાવાની તેમને પ્રબળ ઇચ્છા રહેતી હોવાથી, તેઓને ઘણી વાર ખોટો ઠાઠમાઠ તથા ઢંગ કરવો પડે છે, અને તેના નિભાવને માટે તેઓ ખરચના ઊંડા ખાડામાં ઉતરી જઇ દેવાદાર થઇ જાય છે. આ દેવામાંથી તેઓ કેમે કર્યા છુટા થઈ શકતા નથી.

બારે રાશિનાં મનુષ્યોમાંથી માત્ર આ રાશિનાં મનુષ્યો જ સ્વાભાવિક રીતે સઘળા પ્રકારના રોગથી મુક્ત હોય છે, અને તોપણ તેઓ હમેશાં પોતાને માંદા ધાર્યા કરે છે, અને વૈદ્યોનો અને દવાઓનો પીછો છોડતા નથી. પશુની નીચી ભૂમિકામાં જીવન ગાળતાં છતાં પણ તેમને વૈદ્ય કે દવાની જરૂર પડે એવું હોતું જ નથી. થાક લાગતાં અથવા મંદવાડનું ખોટું

ભાન થતાં, થોડા કલાક જો કુદરતની સંગતિમાં તેઓ ગાળે છે તો પાછા તરત ઘોડાજેવા ટટાર થઇ જાય છે. હરીવાળાં ક્ષેત્રો, નવપલ્લવિત વૃક્ષો, રમણીય પુષ્પોથી મનોહર ભાસતાં ઉપવનો, તથા વિવિધ સૃષ્ટિસૌંદર્યના દેખાવો એ તેમના સર્વ પ્રકારના વ્યાધિઓ ટાળનાર રામબાણ ઔષધો છે. આ રાશિમાં જન્મેલાં સ્ત્રીપુરૂષોનું સૌંદર્ય અને યુવાવસ્થા દીર્ઘકાળપર્યંત ટકી રહે છે. સામાન્ય બુદ્ધિવાળા કન્યારાશિના મનુષ્યના દેખાવમાં ત્રિશથી સાઠ વર્ષસુધીમાં કશો જ ફેરફાર થયેલો જોવામાં આવતો નથી. જેઓ અજ્ઞાન છે તથા દવાના રગડા નિરંતર ગળામાં રેડ રેડ કરે છે, તથા જેઓ ખાવાપીવામાં અમિતાહારી છે, તેમને આ નિયમ લાગુ પડતો નથી, પરંતુ તે વિનાનાં સઘળાં જ કન્યારાશિનાં મનુષ્યો, જાણે તેમણે અમૃતપાન કર્યું હોય તેમ લાંબા સમયસુધી યુવાન્ રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવી શકે છે.

આ રાશિમાં જન્મેલાં જે મનુષ્યો ખાનપાન વગેરેમાં અમિતાહારી અને બે કાળજીવાળા થાય છે, તેમને જ્હરના અને જ્ઞાનતંતુઓના ખાસ વ્યાધિઓ થાય છે. તે વ્યાધિઓને અટકાવવા અથવા થવા દેવા, એ તેમના પોતાના જ હાથમાં છે. આ કથન એકલા કન્યારાશિના મનુષ્યોના સંબંધમાં છે, એમ કંઇ નથી, પણ બુદ્ધિમાન્ સર્વ મનુષ્યોના સંબંધમાં છે. વ્યાધિ એ પોતાની ભૂલથી જ થાય છે, અને ભૂલ એ અજ્ઞાનનો પરિણામ હોવાથી જ્ઞાન એ સર્વ પ્રકારના વ્યાધિનો અને દુઃખનો અમોઘ ઉપાય છે, એ સહજ સ્પષ્ટ થાય છે; અને આત્મજ્ઞાન એ સર્વ જ્ઞાનોમાં શિરોમણિ જ્ઞાન હોવાથી વ્યાધિ, દુઃખ, પાપ, અને મૃત્યુને ટાળવા ઇચ્છનારે પોતાના આત્મસ્વરૂપનું જ નિરંતર ચિંતન કરવું. વ્યાધિ એ પ્રકૃતિનું કાર્ય છે, અને પ્રકૃતિ એ પરતંત્ર હોવાથી તથા આત્મા સ્વતંત્ર હોવાથી આત્મચિંતન કરનાર વ્યાધિ ઉપર અંકુશ પ્રાપ્ત કર્યા વિના રહેતો જ નથી.

પોતાની ઉન્નતિ કરવાને માટે આ રાશિમાં જન્મેલા મનુષ્યોએ જગતમાં કશું જ નિર્દોષ અને પૂર્ણ નથી, એવો વિચારવડે નિર્ણય કરીને પોતાના દોષોને જાણવા અને ઓળખવા જોઇએ. જે બારીક દૃષ્ટિથી બીજાના દોષો તેઓ શોધી કાઢે છે, તે જ દૃષ્ટિને તેમણે પોતાના હૃદયમાં નાંખી, તેમાં રહેલી ખામીઓને વીણી વીણીને બહાર કાઢવી જોઇએ. તરવારના ઘા કરતાં પણ વચનનો ઘા વધારે ખરાબ છે, અને શસ્ત્રના ઘા વહેલા રૂઝાય છે, પણ વાણીના ઘા મરણપર્યંત રૂઝાતા નથી, એ વાતનો વિચાર કરી, કોઇને પણ કટુ વચન કહેતાં તેમણે ઘણા જ સાવધાન રહેવું જોઇએ. પ્રત્યેક પ્રસંગને પોતાના ઉપર લાગુ પાડીને પછી જ બીજાઓને ન્યાય આપતાં તેમણે શીખવું જોઇએ. દ્રવ્ય, પદવી, બહારનો ઠાઠ માઠ વગેરેથી અંજાઇ ન જતાં સત્ય, સદ્‌ગુણ, અને વાસ્તવિક યોગ્યતાને માન આપવાનો અને વખાણવાનો તેમણે અભ્યાસ પાડવો જોઇએ. પ્રમાણિક ઉદ્યોગમાં જોડાતાં તેઓએ કદી પણ શરમાવું ન જોઇએ. આ રાશિની સ્ત્રીઓને મોટાં શેઠાણીમાં ખપવાનું ઘણું ગમે છે, અને તેથી પોતાના ઘરમાંથી કચરો કાઢતાં કે વાસણો માંજતાં કે એવું જ કાંઈ કામ કરતાં કોઈ તેમને ન જુએ તેની તેઓ ઘણી સંભાળ રાખે છે; અને આવું કામ કરતાં જો તેમને કોઈ જુએ છે તો તેમને મરવા જેવું કષ્ટ થાય છે. આ રાશિનાં મનુષ્યોને પોતે ઉદાર છે, એવું બીજાને દેખાડવું બહુ ગમે છે, અને તેથી પોતાની કરકસરને ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે, અને પોતાનું ખિસ્સું ખાલી થયા છતાં તે વાત કોઇને જાણવા દેતા નથી. આ સ્વભાવને તેઓએ જિતીને નિખાલસ મનના થવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને લોકો આપણને ગરીબ જાણશે તો આપણી પ્રતિષ્ઠા ઓછી થશે, એવા ખોટા ભયને જિતવો જોઇએ.

ધનથી અને બુદ્ધિના વ્યાપારોથી જે સુખો મળે છે, તેના કરતાં વધારે ભવ્ય અને વધારે શ્રેષ્ઠ કોઇ અન્ય પ્રકારનું સુખ છે, એવું જ્યારથી આ રાશિનાં મનુષ્યો સમજવા માંડે છે, ત્યારથી આધ્યાત્મિક વિષયમાં તેઓની ઉન્નતિ બહુ વેગથી થવા માંડે છે; અને વ્યવહારમાં જે સ્વભાવથી તેઓ સર્વની અપ્રીતિના પાત્ર થઇ પડ્યા હોય છે, તે જ સ્વભાવ પરમાર્થમાં તેમનો પરમ હિતસાધક થઇને, સર્વનું કલ્યાણ કરવાનું મહાન્ સામર્થ્ય તેમને આપે છે. તેઓની પૂર્વોક્ત તીક્ષ્ણ વિવેકબુદ્ધિ આધ્યાત્મિક પ્રેમથી અને અન્યનું હિત કરવાની ઇચ્છાથી પોષાય છે ત્યારે તેઓ ઘણા વિશ્વાસપાત્ર અને પ્રોત્સાહને વધારનારા થાય છે. આ સ્થિતિમાં તેઓ પોતે ઉન્નતિનાં વધારે ઉંચાં અને ઉંચાં પગથીયાં પ્રાપ્ત કરતાં જાય છે, એટલું જ નહિ પણ બીજાં ઘણાં મનુષ્યોને પોતાની પાછળ ઉન્નતિમાં આકર્ષી આણે છે.

આ રાશિનાં મનુષ્યોએ પોતાની જ રાશિનાં મનુષ્યો સાથે લગ્ન કરવું, એ સુખને ઉપજાવનાર છે. સમાન ભૂમિકાવાળાં અને કન્યારાશિનાં સ્ત્રીપુરુષનું લગ્ન સર્વદા સુખ અને શાંતિને જ પ્રકટાવે છે. સરખી રાશિ છતાં પણ લગ્નમાં સ્ત્રી પુરુષે કુળની, વ્યાવહારિક સ્થિતિની અને બુદ્ધિની લગભગ સમાનતા જોવી જોઇએ. કન્યા અને તુલા રાશિનાં લગ્નથી બુદ્ધિવાળી પ્રજા થાય છે, પણ તે શરીરે જોઇએ તેવી બળવાન્ થતી નથી. કન્યા અને ધનરાશિનાં લગ્નથી અસાધારણ બુદ્ધિવિભવવાળી અને અપૂર્વતાવાળી પ્રજા ઉત્પન્ન થાય છે.

આ રાશિમાં જન્મેલાં બાળકો કુદરતનાં સાચાં બાળકો હોય છે, કેટલીક વસ્તુઓ ઉપર તેમને પ્રબળ ભાવ હોય છે, અને કેટલીક વસ્તુઓ ઉપર પ્રબળ અભાવ હોય છે. તેઓનું નિશ્ચયબળ બહુ ભારે હોય છે. તેઓનામાં તીવ્ર વિવેકબુદ્ધિ અને સમજણ હોય છે. છેક નાનપણમાંથી જ તેઓની બુદ્ધિ ધંધામાં દોડતી દેખાય છે. સંસારમાં રહેલાં દુઃખો તરફ અથવા તેઓના મિત્રોના દોષો તરફ તેઓનું ધ્યાન કદી પણ ખેંચવું નહિ જોઇએ, કારણ કે તેથી લાભ થવાને બદલે હાનિ જ થાય છે. તે તરફ તેમનું ધ્યાન ખેંચ્યાવિના જ આગળ ઉપર એની મેળે તેનો તેમને જોઇએ તેટલો અનુભવ થયા વિના રહે તેમ નથી. બુદ્ધિમાન્ માબાપોએ સંસારમાં અને પ્રાણીપદાર્થમાં રહેલા શુભ અને સૌંદર્ય ઉપર જ તેમનું ધ્યાન ખેંચાય એમ કરવું જોઇએ. નાનપણથી જ તેમને સઘળા મનુષ્યોમાં શુભને જોવાનો અને સઘળી જ વસ્તુઓમાં સૌંદર્ય અને શુદ્ધિ જોવાનો બોધ આપ્યા કરવો જોઇએ. બીજાઓને માટે ખોટા અભિપ્રાયો બાંધતાં જે તે રીતે તેમને વારવાં જોઇએ. તેઓને કુદરતનો અભ્યાસ કરવો બહુ ગમે છે. આથી તેમને એક નાની સરખી વાડી સોંપી દેવી જોઇએ, અને તેમાં તેમને હાથે છોડને રોપાવવા, અને ઉછેરાવવા જોઇએ. વળી તેમને સંગીત કળાનું શિક્ષણ આપવું જોઇએ. સારી ચોપડીઓ અને સારા આનંદી મિત્રોના સહવાસમાં પણ તેમને રાખવાં જોઇએ. તેમને પોતાનું શરીર સ્નાન વગેરેથી સ્વચ્છ રાખતાં શીખવું જોઇએ. બનતા સુધી તેમને કદી પણ દવા અથવા ઔષધ ન આપવું. સ્વચ્છ હવા, સ્વચ્છ ખોરાક, દીર્ઘ શ્વાસ પ્રશ્વાસ થાય એવી કસરતો, માયા ભરેલું વર્તન, માતાપિતાનો શુદ્ધ પ્રેમ, અને માનસોપચાર એ જ આ રાશિનાં બાળકોનાં ખરાં અને કુદરતી ઔષધો છે.

આ રાશિનો સ્વામિ બુધ છે. લાલ ચકમક ( Jasper ) અને એક જાતનું ઝવેર ( hyacinth ) એ તેનાં રત્નો છે. આસ્માની છાંટવાળો સોનેરી અને કાળો, એ તેના રંગો છે.

( અપૂર્ણ. )

# अंतरमां रहेलु अमर्याद सामर्थ्यवान् कंइक.

મનુષ્યની અંદર એવું કંઈક રહેલું છે કે જે વડે તે તેને જે જોઈએ તે પ્રાપ્ત કરી શકે છે. સૃષ્ટિના આજ સુધીના ઇતિહાસથી આ વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે.

પશુ, પક્ષિ વગેરે મનુષ્યથી ઉતરતી જાતિનાં પ્રાણીઓસાથે મનુષ્યની સરખામણી કરતાં તત્કાળ જ આપણને આ વાતની સત્યતા જણાઈ આવે છે. હજારો વર્ષથી પશુઓ જ્યારે તેવી ને તેવી જ સ્થિતિમાં રહ્યાં છે, ત્યારે મનુષ્યો આગળ ને આગળ વધ્યાં જ જાય છે.

જેની જેની મનુષ્યને ઇચ્છા થાય છે, તેને તે મેળવ્યાવિના રહેતો જ નથી. આજે તેને તે નથી મેળવી શકતો તો કાલે, કાલે નથી મેળવી શકતો, તો પરમ દિવસે, એક વર્ષમાં નથી મેળવી શકતો તો સેંકડો વર્ષે, ગમે ત્યારે પણ તે તેને મેળવે જ છે. તેનામાં એવું કંઈક રહેલું છે કે જે તેને દુઃસાધ્ય અને દુર્લભ ગણાતી વસ્તુઓ પણ સુસાધ્ય અને સુલભ કરી આપે છે.

તેનામાં રહેલી આ અગમ્ય શક્તિને શાસ્ત્રો મન કહે છે. મનવડે તે શું કરી શકશે, અને શું નહિ કરી શકે, તે કહેવાને કોઈ સમર્થ નથી. અનુભવથી સિદ્ધ થઈ ચુક્યું છે કે તે સઘળું જ કરી શકે છે. તેનામાં સઘળું જ સામર્થ્ય રહેલું છે, પણ તે કાષ્ઠમાં ગુપ્ત રહેલા અગ્નિના જેવું અપ્રકટ છે. પ્રયત્નથી પ્રકટ કર્યા વિના તે બહાર નીકળતું નથી. તેને પ્રકટ કરવાની કળામાં જ સર્વ સિદ્ધિઓની કુંચી રહેલી છે. જેને તે પ્રકટ કરતાં આવડે છે, તે ઇશ્વરોનો ઇશ્વર થાય છે.

મનુષ્યે જે કંઇ મેળવ્યું છે, અને હવે પછી મેળવશે, તે સઘળું આ મનના સામર્થ્યને પ્રકટ કરવાથી મેળવ્યું છે, અને મેળવશે. મનને જો તે સુધારે છે, તો તેનું સર્વ સુધરી જાય છે; મનપ્રતિ જો તે બેદરકાર રહે છે, તો તેની સઘળી જ બાજી ધૂળધાણી મળી જાય છે. તેને ઘાસના ઝુંપડામાં પૂરી મૂક્યો હોય છે, પણ જો તેના મનના ઉપર તેણે અંકુશ મેળવ્યો હોય છે, તો ઘાસના ઝુંપડાને સ્થાને તે સુવર્ણના મહાલયો અલ્પ સમયમાં આકર્ષી આણે છે, અને સુવર્ણના મહાલયમાં તે હોય છે, પણ તેના મનનું સામર્થ્ય કેમ પ્રકટ કરવું તે જો તે જાણતો નથી હોતો તો મહાલયને સ્થાને અલ્પ સમયમાં તે ઘાસનું ઝુંપડું આણી મૂકે છે. આથી જ સત્શાસ્ત્રો પોકારી પોકારીને વારંવાર કહે છે કે સઘળા પ્રકારના સુખનું અને સઘળા પ્રકારના દુઃખનું કારણ અન્ય કોઈ નથી, પણ આપણું મન જ છે.

સુખ અને દુઃખનું કારણ મન છે, એમ અસંખ્ય મનુષ્યો માને છે, અને કહે છે તથાપિ કોઈક જ વિચારવાન્ આ વાક્યનો વિચાર કરી, સુખને પ્રાપ્ત કરવા પોતાના પ્રયત્નના વેગને મનપ્રતિ વાળે છે. મન એ સુખનું કારણ છતાં, અને સુખને મેળવવાને સઘળા જ ઇચ્છતા છતાં કોઈક જ આ સંબંધમાં પોતાનું કર્તવ્ય શું છે, તે જાણવાનો પ્રયત્ન સેવે છે. સોમાંથી નવ્વાણું મનુષ્યો પોતાનું પાંડિત્ય દર્શાવવાને આ વચન જ્યાં ત્યાં બોલે છે; આ વાક્ય બોલતાં છતાં પણ પોતાનું જીવન તો તેઓ ચલાવતા હોય છે, તેમ જ ચલાવ્યે જાય છે; પોતાને દુઃખ આવતાં છતાં તેનું કારણ મન છે, એવો નામનો પણ વિચાર ન કરતાં, તે દુઃખને ટાળવાના બીજા જ ઉપાયો કરવા મચી પડે છે, અને આ પ્રમાણે આ શાસ્ત્રવચન મોટે ભાગે શાસ્ત્રમાં જ પડ્યું રહે છે.

મનુષ્યમાં રહેલું મન નામનું અગમ્ય કંઇક જો સુખનું અને દુઃખનું કારણ છે એમ અનુભવી પુરુષો વદે છે, અને વિચાર કરનાર સર્વને તે વાતની સત્યતા જણાય છે તો પછી મનસંબંધી જાણવાજેવું સઘળું જ જાણવાની આપણી પ્રથમ ફરજ છે, એ શું સહજ સ્પષ્ટ નથી થતું ?

સુખને મેળવવાને અને દુઃખને ટાળવાને આપણે ઇચ્છતા હોવાથી સુખદુઃખને આપનાર મન સંબંધી વિવિધ વિચારો આ સ્થળે કરવા યોગ્ય ગણ્યું છે.

મન એક જ છે, તથાપિ તે બે પ્રકારે અનુભવમાં આવે છે. એક પ્રકટ અર્થાત્ જેના વ્યાપારને જાગ્રત્ દશામાં આપણે નિત્ય અનુભવ કરીએ છીએ તે, અને બીજું અપ્રકટ અર્થાત્ જેના વ્યાપારનું આપણે યથાર્થ ભાન કરી શકતા નથી તથાપિ કાર્યવડે જેના સ્વરૂપને આપણે જાણીએ છીએ તે.

પ્રકટ મન ક્રિયા અથવા પુરુષાર્થને કરનાર છે. ક્રિયાને જો બીજકની ઉપમા આપીએ તો પુરુષાર્થરૂપ બીજકને ઉગવાની, વૃદ્ધિ પામવાની, અને અંતે ફળરૂપે પ્રકટ થવાની ભૂમિ અપ્રકટ મન છે. પ્રકટ મન જે જે ક્રિયા કરે છે, તે સર્વ મનના અંતરના ભાગમાં સ્થિર થાય છે, અને અપ્રકટ મનદ્વારા પોતાનું સારું અથવા નઠારું ફળ જીવને દર્શાવે છે. પ્રકટ મનથી થયેલી પ્રત્યેક ક્રિયા અપ્રકટ મનમાં પડે છે, અને ફળરૂપ થઇને પાછી બહાર નીકળે છે. પ્રકટ મન આંબો વાવે છે, તો અપ્રકટ મન કેરીઓ આપે છે; પ્રકટ મન બાવળ વાવે છે, તો અપ્રકટ મન કાંટા આપે છે. પ્રકટ મન જેવી ક્રિયા કરે છે તેવી જ પ્રતિક્રિયા અપ્રકટ મન કરે છે.

અપ્રકટ મન એ જીવોથી થતી અસંખ્ય ક્રિયાઓના સંસ્કારોનો કોશ છે. પ્રકટ મન પ્રતિક્ષણ ક્રિયા કરે છે, અને તેના સંસ્કારને આ અપ્રકટ મનમાં નાંખે છે. પ્રકટ મનની ક્રિયા માત્ર અપ્રકટ મનઉપર જ અસર કરે છે; અપ્રકટ મનની ક્રિયા, ક્રિયા કરનાર જીવના અણુ અણુઉપર અસર કરે છે. મનુષ્યની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક સ્થિતિનું જે કાળે જેવું સ્વરૂપ થયું હોય છે, તે કાળે તેનું તેવું સ્વરૂપ થવામાં તેના અપ્રકટ મનની તેના અણુ અણુઉપર થયેલી ક્રિયા જ કારણ હોય છે.

શું કરવું યોગ્ય છે, તેનો નિર્ણય પ્રકટ મન કરે છે; અપ્રકટ મન ક્રિયા કરવામાં જોઇતું શારીરિક બળ તથા માનસ બળ આપે છે.

બહાર પ્રકટ કરવાને મનુષ્ય સમર્થ છે; કારણ કે અપ્રકટ મનમાં જે ફળ ઉત્પન્ન કરવાના સંસ્કાર નાંખવામાં આવે છે, તે ફળ તે અવશ્ય ઉત્પન્ન કરે જ છે.

અપ્રકટ મન એ ઉત્તમ ફળદ્રુપ ભૂમિ છે. પ્રકટ મનની પ્રત્યેક ક્રિયા, પૂર્વે કહ્યા-પ્રમાણે, એ ભૂમિમાં રોપેલાં બીજકો છે; અને બીજકની જાતિપ્રમાણે સારાં અથવા નઠારાં ફળ પ્રકટાવે છે.

સઘળા દૃઢ નિશ્ચયોના તથા સઘળી તીવ્ર ઉંડી ઇચ્છાઓના સંસ્કાર અપ્રકટ મનમાં પડે છે, અને ત્યાં વૃદ્ધિને પામીને કેટલેક કાળે પોતાનાં ફળને ઉપજાવે છે.

સામર્થ્ય, બુદ્ધિબળ, જ્ઞાન, સુખ, આનંદ, આરોગ્ય, શુદ્ધિ, જીવન, કે મહત્તાની આપણા હૃદયમાં સ્ફુરતી ઇચ્છાઓના સંસ્કાર અપ્રકટ મનમાં પડે છે, અને ઇચ્છેલી વસ્તુને ઉત્પન્ન કરનાર સામગ્રીને અદૃષ્ટમાં રચવા માંડે છે. જો ઇચ્છા તીવ્ર હોય છે, અને ઇચ્છેલી વ-સ્તુનું સ્વરૂપ જેવું જોઇએ તેવું યથાર્થ રચાયલું હોય છે તો પ્રાપ્ત થનાર વસ્તુ ઉત્તમ પ્રકા-રની ઉત્પન્ન થાય છે; અને ઇચ્છા મધ્યમ અથવા મંદ હોય છે, તો પ્રાપ્ત થનાર વસ્તુ પણ તેવા જ પ્રકારની ઉત્પન્ન થાય છે.

સંસ્કાર અંતરમાં જે કંઈ સર્જે છે, તે મનુષ્યના જીવનમાં બહાર પ્રત્યક્ષ થયા વિના રહેતું જ નથી; તેથી કરીને અપ્રકટ મનમાં કેવી રીતે સંસ્કાર પાડવા તેનું જ્ઞાન પ્રાપ્ત કર-વાથી મનુષ્ય પોતાના જીવનને જેવું કરવાને ધારે તેવું કરી શકે છે.

શરીરનું આરોગ્ય, મનનું તથા બુદ્ધિનું ઉત્તમ બળ, વિરલ પ્રતિભાશક્તિ, કામ કરવાની અસાધારણ શક્તિ,—આ એવી સંપત્તિઓ છે કે જે કોઇ પણ મનુષ્યનું અપ્રકટ મન, તેના ઉપર યથાર્થ સંસ્કાર પાડવાથી થોડા સમયમાં ઉત્પન્ન કરી શકે.

આપણું અપ્રકટ મન પૂર્ણ રીતે આપણી ઇચ્છાઓને અધીન વર્તે છે અને તેના સા-મર્થ્યનો અવધિ ન હોવાથી, તેની પાસે જે કાંઈ આપણે કરાવવા ઇચ્છીએ છીએ, તે તે આપણે માટે કરે છે.

મનુષ્ય જેવો થવા ઇચ્છે છે, તેવો તે થઇ શકે છે; અને તેવા થવાની કુંચી, અપ્રકટ મનને પોતાની ઇચ્છાપ્રમાણે વર્તાવવામાં અને પોતાની ઇચ્છાના સંસ્કારો તેના ઉપર પાડ-વામાં રહેલી છે.

પ્રત્યેક મનુષ્યના મનના આ અંતર ભાગમાં કલ્પનામાં પણ ન આવે એવાં સામર્થ્યો અપ્રકટપણે રહ્યાં છે, અને આ સામર્થ્યો સઘળાં જ પ્રકટ કરી શકાય એવાં હોવાથી મનુ-ષ્યના ઉદયની મર્યાદા કોઇથી આંકી શકાય તેમ નથી.

આ વિશ્વમાં 'મનુષ્યને કશું' જ અશક્ય નથી. તેનો માનસિક આંતર પ્રદેશ અગાધ અને અમર્યાદ છે. તેના સર્વોત્તમ અભ્યુદયની અખુટ સામગ્રીઓ તેમાં રહેલી છે. તેને પ્રાપ્ત કરવાની અને તે વડે પોતાનો સર્વોત્તમ અભ્યુદય કરવાની કળાનું, સંસ્કારી જનોને જ્ઞાન આપવું, એ આ લેખનો આશય છે.

( અપૂર્ણ ).

---

# ધનપ્રાપ્તિમાં પ્રવર્તતા નિયમો.

## પ્રસ્તાવના.

જીવન નિભાવવામાં તથા તેને સુખવાળું કરવામાં, ધન એ આજે સંસારમાં ન ચાલે એવી વસ્તુ થઇ પડી છે. સત્ય યુગમાં કે એવા કોઇ પૂર્વ સમયમાં ધનવિના વ્યવહારમાં મનુષ્યોથી કદાચ જીવાતું હશે, અને સુખ ભોગવાતું હશે, પણ આજે તેમ થવું કઠિન છે. આજે ધનવિના સંસારમાં સુખથી રહી શકાય છે, એમ કહેનારને આજના સંસારનો અનુભવ નથી, એમ કહેવું ખોટું નથી.

'ધનવિના મનુષ્ય પોતાનું જીવન આનંદમાં' ગાળી શકે એવું એક પણ સુખ તેને મળી શકતું નથી, એટલું જ નહિ, પણ તેના પ્રાણને તેના શરીરમાં થોડા દિવસ પણ ટકી રહેવું કઠિન થઇ પડે છે. જેને સંસારમાં જીવવું છે, તેને ધનની નિરંતર અગત્ય છે, અને તેથી ધનપ્રાપ્તિમાં કયા નિયમો પ્રવર્તે છે, અર્થાત્ કેવા નિયમોના પાલનવડે ધન મળે છે, તે જાણવું પ્રત્યેક મનુષ્યને બહુ જ જરૂરનું છે.

જ્યાં ત્યાં મનુષ્યો આજે ધન, ધન અને ધનની જ ઝંખના કરે છે. ધનવિના હજારો અને લાખો મનુષ્યો પોતાને નિરંતરના દુઃખી માને છે, અને ધન મળવાથી દુઃખને ટળવાના સંભવને દઢપણે સ્વીકારે છે. ધન દુઃખરૂપ છે, અનેક દુર્ગુણોને આણનાર છે, અને પરિણામે નરકમાં નાંખનાર છે, એવું કહેનારા વિદ્વાન અને જ્ઞાનવાન્ પુરુષોની પ્રવૃત્તિ પણ જેટલી ધનને મેળવવાતરફ હોય છે, તેટલી બીજા કશા જ તરફ હોતી નથી. આ સર્વ એ જ દર્શાવે છે કે ધન એ વ્યવહારમાં સુખનો હેતુ છે, એ નિશ્ચય મનુષ્ય માત્રના હૃદયમાં સ્વભાવથી જ ઠરેલો છે.

આ પ્રમાણે ધન એ જ્યારે વ્યવહારમાં સઘળાની જ ઇચ્છાનો વિષય છે, અને સર્વ જે તેને માટે પ્રયત્ન સેવે છે તો પછી તે પ્રયત્ન સત્વર અને અવશ્ય સફળ થાય, એવા નિયમોનું જ્ઞાન મેળવવું, એ શું મનુષ્ય માત્રની ફરજ નથી ?

જેમ બીજી સર્વ વસ્તુઓની પ્રાપ્તિમાં નિયમ હોય છે, તેમ ધનની પ્રાપ્તિમાં પણ નિયમ છે, અને તે નિયમોનું જ્ઞાન પ્રાપ્ત કરી જ્યારે તે પ્રમાણે મનુષ્ય અનુસરે છે, ત્યારે તેને ધન પ્રાપ્ત થયા વિના રહેતું જ નથી.

જેને જેને ધન પ્રાપ્ત થયું હોય છે, અથવા થાય છે, તેને શું નિયમોના પાલનવડે ધન મળ્યું હોય છે કે મળે છે ? હા, જેને જેને ધન મળ્યું હોય છે કે મળે છે, તેઓએ જાણતાં કે અજાણતાં નિયમોનું પાલન કર્યું હોય છે, તેથી જ તેમને ધન મળ્યું હોય છે કે મળે છે. કાર્યને હમેશાં કારણ હોય જ છે. ધનપ્રાપ્તિ પણ કારણવિના થતી નથી. અને આ કારણ ન સમજાય એવું અગમ્ય કે ગૂઢ નથી, પણ સામાન્ય બુદ્ધિવાળા સર્વ સમજી શકે એવું હોય છે, એટલું જ નહિ પણ સામાન્ય બુદ્ધિવાળા સર્વ, જો તીવ્ર ઇચ્છાવાળા અને આગ્રહી હોય છે તો આચારમાં મૂકી શકે એવું હોય છે.

લેખક ધનપ્રાપ્તિના કાંઈ નવા નિયમો શોધી કાઢી બુદ્ધિવાન વાચકોઆગળ રજુ કરવાનું મિથ્યાભિમાન કરતો નથી. જે નિયમો વાચકોની સેવામાં તે આજે ધરવા ભાગ્યશાળી

તેને વાંચ્યા છે, અને આજે હજારો તેને વાંચે છે. પૂર્વે હજારોએ તેના જ્ઞાનથી ઇચ્છાનુકૂળ ધનસંપત્તિ પ્રાપ્ત કરી છે, અને આજ હજારો તેના જ્ઞાનથી ઇચ્છાનુકૂળ ધનસંપત્તિ પ્રાપ્ત કરે છે. કોઇને તે નિયમો અવલોકનથી અને અનુભવથી સમજાયા હોય છે તો કોઈના સ્વભાવમાં જ તે નિયમો રમી રહ્યા હોય છે. વહાલા વાંચનાર ! તમને પણ તે નિયમોનું જ્ઞાન થવામાં આ લેખ નિમિત્તરૂપ થાઓ, અને તમે ઇચ્છાનુકૂળ ધનસંપત્તિને પ્રાપ્ત કરી વ્યવહારસુખની ટોચે સ્થિર થઈ રહો.

ધનપ્રાપ્તિના આ લેખમાં લખવામાં આવનાર નિયમો લેખકના નાના માથામાં ઘડાયા નથી, પણ જે આદિ કારણમાંથી આ બ્રહ્માંડ અને આ બ્રહ્માંડના જેવાં અનેક બ્રહ્માંડો તથા તે બ્રહ્માંડોમાં પ્રવર્તતા સિદ્ધ નિયમો પ્રકટ્યા છે, તેમાંથી પ્રકાશમાં આવ્યા છે. એ નિયમો તે પરમતત્ત્વરૂપ મહાસાગરના અસંખ્ય તરંગોમાંના થોડા તરંગો છે, અને તોપણ મહાસાગરના અન્ય સર્વ તરંગોથી તેઓ સ્વરૂપમાં જરા પણ જૂદા પડતા નથી.

ધન મળવું એ નસીબની કે દૈવયોગની કે અકસ્માતની વાત નથી. આ ને નસીબ લાખ રૂપીઆ આપે અને આને ફૂટેલી બદામ પણ ન આપે, એવી આપખુદી સત્તા નસીબને કોણે આપી ? નસીબજેવી સ્વતંત્ર વ્યક્તિ કોઈ છે જ નહિ. આપણી કરણીનું બીજું નામ નસીબ છે, અને તેના ઘડનાર આપણે પોતે જ છીએ. આપણું ઘડેલું નસીબ આપણને ન રુચ્યું, તો બીજું નવું સારૂં આપણને રુચે એવું ઘડતાં આપણા હાથ કોણે બાંધ્યા છે ? આપણી કરેલી અયોગ્ય કરણીથી આપણને આજે ફુટી બદામ પણ ન મળતી હોય, તેમાં નિરાશ થવાનું કે રડવાનું શું કારણ ? હજી તો આપણા હાથપગ સલામત છે, જ્ઞાનેંદ્રિયો નીરોગ છે, મન બુદ્ધિ વગેરે ચૈતન્યવાળાં છે, તો પછી શા માટે લાખ રૂપીઆ મળે એવી કરણી ન કરવી ?

પણ તમે પૂછશો કે એવી કરણી કયી ? લાખ, કરોડ, અબ્જ, ખર્વ, મહાપદ્મ રૂપીઆ મારે જોઇએ છે; કહો, કેવા નિયમો પાળવાથી તે મળે ? હું પાળવા તૈયાર છું. નિયમો પાળી પાળીને તો ઘણા મસાણમાં પહોંચી ગયા, પણ તાંબાનો કકડો સરખોએ તેમની નજરે પડ્યો નહિ. નિયમોની વાત બધી ફાંફાં છે. ચોપાનીયાંનાં પાનાં ભરી લોકોને ફોસલાવી ખાવાનાં ખોટાં ધતીંગો છે.

આમ અકળાવાથી લક્ષાધિપતિ કે અબ્જાધિપતિ થવાશે નહિ. કરણીનું સ્વરૂપ સમજાવવા માટે તો લેખનો આરંભ કર્યો છે. લેખ ધતિંગ છે કે કેમ, તેવો અભિપ્રાય ઉચ્ચારવાનો હક ધૈર્યથી તેને આચારમાં ઉતારનારને છે. તેમ કર્યા વિના ગમે તેવા મનસ્વી આરોપોની ફેંકફેંક કરનાર અવિવેકી દયાપાત્ર મનુષ્યોની સામે તોપો ગોઠવવી, એ મરેલાને મારવા જેવું અપકૃત્ય લેખક ગણે છે.

જેને માટે અસંખ્ય મનુષ્યો, સવારથી ઉઠે છે ત્યારથી રાત્રે સુતાં સુધી માથાતોડ મહેનત કરી મરે છે, અને એમ છતાં જે જોઇએ તેટલા પ્રમાણમાં મળતું નથી એવું જે ધન તેને થાકી જવાય એટલી મહેનત કર્યા વિના જોઇએ તેટલા પ્રમાણમાં મેળવવાના નિયમો છે, અને તેમનું જાણીને અથવા અજાણતાં પાલન કરીને જ આજે અનેક શ્રીમંતો ધનમાં રોળાય છે. નસીબથી અથવા અકસ્માતથી તેમને તે ધન મળ્યું છે એમ જેઓ માને છે, તેઓ બીજવિના વૃક્ષ ઉગે છે, એવું કહેનાર મનુષ્યના જેવા છે. જગતમાં જે જે બને છે તે સર્વને કારણું હોય જ છે. કેટલાક બનાવોનાં કારણ આપણને ન સમજાય માટે, તેમનાં કારણ

જ નથી, એમ કહેવું એ અવિચાર છે. ચોમાસામાં વૃષ્ટિ થવાને બદલે પોષ અથવા માઘ માસમાં માવઠું થાય માટે તેનું કારણ જ નથી, એમ કોણ બુદ્ધિમાન કહી શકે? કારણનું જ્ઞાન નથી હોતું ત્યાં સુધી જ માણસ બહારના પરિણામોનો ગુલામ થઇ રહે છે. કારણનું જ્ઞાન થતાં તે કાર્યોના રાજા બને છે. પ્લેગનું ખરૂં કારણ ન જાણવાથી જ પ્લેગના આગળ તે બકરીજેવો બની ગયો છે. જ્યારે પ્લેગનું ખરૂં કારણ તે શોધી કાઢશે ત્યારે પ્લેગ તેના આગળ બકરીજેવું થઇ જશે. વરાળ, વાયુ, વિજળી, ગુરુત્વાકર્ષણ વગેરે કુદરતનાં સામર્થ્યો પૂર્વે મનુષ્યના ઉપર સત્તા ભોગવતાં; આજે નિયમોના જ્ઞાનથી મનુષ્ય તેમની પાસે દાસપણું કરાવે છે. ધનના સંબંધમાં પણ એમ જ છે. નિયમોનું જ્યાં સુધી તેને અજ્ઞાન હોય છે ત્યાં સુધી લક્ષ્મીની તે ખુશામત કરે છે. તેના કાલાવાલા કરે છે, તેની પ્રસન્નતામાટે મરી મટે છે, પણ લક્ષ્મીની તેના ઉપર અમૃતદૃષ્ટિ થતી નથી; તે દરિદ્રનો દરિદ્ર જ રહે છે. પરંતુ નિયમોનું જ્ઞાન થતાં લક્ષ્મી તેની દાસી થઇ રહે છે, તેના ચરણમાં અનર્ગળ દ્રવ્ય રેળાય છે; તે લાખો રૂપિયા ખરચે છે; અને તોપણ તેનું ધન ખુટવાને બદલે વધે છે.

જેને જેટલાનો ખપ હોય છે, તેટલું તેને આપવાનો નિયમ આખી કુદરતમાં દૃષ્ટિએ પડે છે. ખનિજ સૃષ્ટિમાં વિવિધ ખનિજો પોતાના પોષણમાટે જેની જરૂર છે તે તત્ત્વોને પૃથ્વીમાંથી જોઇતા પ્રમાણમાં પોતાના પ્રતિ આકર્ષી લે છે, અને કુદરત તેમને તે આપવામાં કદી સંકોચ કરતી નથી. વૃક્ષોને પોતાના પોષણમાં જળ, વાયુ, પ્રકાશ, અને કેટલાક ક્ષારોની જરૂર હોય છે, અને કુદરત તેમને તેમના ઉપયોગના પ્રમાણપૂરતું આપે છે. પશુપક્ષીઓને પણ તે જ પ્રમાણે તે તેમને જોઇતી વસ્તુઓ આપે છે. ઓકસીજનના એક અણુને જળના કણરૂપે બનવા હાઇડ્રોજનના બે અણુની જરૂર પડે છે, અને કુદરત તેને તે આપે છે, અને આ પ્રમાણે આખા વિશ્વમાં જળ બને છે.

ખનિજના, વનસ્પતિના, કે પશુપક્ષિના મોંમાં જઇને, કુદરત તેમને જે જોઇએ છે તે આપે છે એવું કંઇ નથી, પણ કુદરતપાસેથી પ્રયત્નથી તેઓ પોતાને જોઇતી વસ્તુ લે છે. કુદરત આળસુને ઉત્તેજન આપતી નથી, પણ પ્રયત્નશીલઆગળ પોતાના ભંડાર ઉઘાડા મૂકી દે છે. વૃક્ષ પૃથ્વીમાં રહેલા પાણીપર્યંત પોતાનાં મૂળ ઉંડાં નાંખે છે, તો કુદરત પોતાનો અખુટ જળભંડાર તેના આગળ ધરી દે છે. જોઇતી વસ્તુ મેળવવાના નિયમને અનુસરીને ખનિજ, વનસ્પતિ વગેરે પોતાને જોઇતું કુદરતપાસેથી મેળવે છે.

ઓકસીજનને પોતાના જીવનનો હેતુ સિદ્ધ કરવાને હાઇડ્રોજનની જરૂર પડે છે; ખનિજને પોતાના જીવનનો હેતુ સિદ્ધ કરવાને ગંધક, પારદ આદિ તત્ત્વોની જરૂર પડે છે; વનસ્પતિને જળ, વાયુ, પ્રકાશ વગેરેની જરૂર પડે છે, અને પશુને ઘાસ વગેરે વનસ્પતિની જરૂર પડે છે. આ કાળના મનુષ્યોને પોતાના જીવનનો હેતુ સિદ્ધ કરવાને માટે ધનની જરૂર પડે છે. અને વનસ્પતિ વગેરે જેમ નિયમનો ઉપયોગ કરી, જેટલાની તેને જરૂર છે, તેટલું કુદરતપાસેથી મેળવી લે છે, તેમ મનુષ્ય પણ જો નિયમનો ઉપયોગ કરે તો મેળવી લે તેમ છે. બાળપણમાં અજાણ્યાં નિયમનો ઉપયોગ કરી તે વનસ્પતિ વગેરેની પેઠે જ કંઇક અંશમાં મેળવી લે છે, પણ મોટી ઉમરે સર્વદા તેનાથી તેમ બનતું નથી. નિયમોનું જ્ઞાન મેળવવાની તેને આવશ્યકતા રહે છે; અને જ્યારે તે જ્ઞાન તે મેળવે છે ત્યારે તે કુદરતપાસેથી જે જોઇએ

આપણા સુખને માટે જેટલું ધન આપણે જોઇએ તેટલું ધન આપણને મળે, એવો કુદરતમાં નિયમ હોવાથી, તે નિયમ વગેરેનું જ્ઞાન આપવાને માટે આ લઘુ લેખ લખવા વૃત્તિએ વેગ ધર્યો છે. તે નિયમને યથાર્થ સમજવાઉપર તથા તેને દઢતાએ પાલન કરવા ઉપર ફળનો આધાર રહેલો છે, એ વાર્તા વાંચનારે વિસરી જવી જોઇતી નથી.

સર્વ પ્રકારની ચઢતીનો આધાર નિયમોના પાલનઉપર જ રહેલો હોવાથી, નિયમો જાણવાં માત્રથી જ જોઇતું ધન મળશે, એવી ખોટી આશા કોઇએ બાંધવી નહિ. કસરત કર્યાવિના કસરતના નિયમો જાણવાથી કોણે પોતાના શરીરને બળવાન્ કર્યું છે ? વિદ્યાભ્યાસ કર્યા વિના, વિદ્યાનાં નામ માત્ર જાણી કોણ વિદ્વાન્ થયું છે ?

તાતાએ અથવા કાર્નેગીએ અથવા રૉકફેલરે મેળવેલી અઢળ સંપત્તિ, જાણતાં અથવા અજાણતાં થયેલા નિયમોના પાલનનો જ પરિણામ છે. બીજી બધી બાબતોને ભૂલી જઇને, જે નિયમના પાલનથી ધન મળે છે, તેમાં જ ચિત્તને એકાગ્રતાપૂર્વક અખંડ જોડેલું રાખવાથી તેઓને આવું અનર્ગલ ધન મળ્યું છે.

વ્યવહારસુખ મેળવવાને માટે બીજી વસ્તુઓ મેળવવાની જરૂર ભલે કેટલાક કરેતા હોય, પણ વિચારવાન્ને સહજ વિચાર કરતાં જણાશે કે ધનને જ મેળવવાની સર્વ મનુષ્યોને સહુથી પ્રથમ અને મોટામાં મોટી અગત્ય છે. કારણ કે ધન મળતાં, સઘળું જ સુલભ થઇ જાય છે. તમે ગમે તેવા ઉત્તમ અને પરોપકારી પુરુષ હો, અને જગતનું કલ્યાણ કરવાની તમે તમારા મનમાં ગમે તેવી ઉત્તમ યોજનાઓ ઘડી હોય, પણ જો તમારી પાસે ધન નહિ હોય તો તમારે મનમાં પરણીને મનમાં જ રાંડવું પડવાનું. તમે દેશની ચઢતી કરવાની મોટી મોટી વાતો સવારથી સાંજસુધી ભલે જ્યાં ત્યાં ચોરાનાં વર્ગો કર્યા કરો, દેશમાં સ્વદેશી ઉદ્યોગનાં આવાં કારખાનાં કાઢવાં જોઇએ અને આમ વ્યાપાર વધારવો જોઇએ, આપણા લોકોને આવી કેળવણી આપવી જોઇએ, ને આમ તેમને સુધારવા જોઇએ એવું મોટાં મોટાં હૃદયવેધક ભાષણોથી જ્યાં ત્યાં પ્રજાને ભલે જણાવતા રહો, પણ જો તમારી પાસે પૈસો નથી, તો તમારા હાથ અને પગ સો સો મણની બેડીઓ જડેલાજેવા જ છે. ધનવિના પ્રાણ છતાં પણ તમે મુડદાજેવા જ છો. તમારા હવાઇ કિલ્લાઓ હવામાં જ ઝોલા ખાવાના, અને તેમાં એક ચકલીસરખીને પણ માળો બાંધીને રહેવાનો સંભવ કદી પણ આવવાનો નહિ તો તમારે તેમાં રહેવાનો દિવસ આવવાની તો વાત જ શી ? આજે દેશમાં સ્થળે સ્થળે 'નેશનલ યુનીવરસીટીઓ' ( રાષ્ટ્રિય વિશ્વવિદ્યાલયો ) કે કળાભવનો નથી નીકળી શકતાં તેનું કારણ આપણા દેશહિતચિંતકોના હાથમાં ધન નથી, એ શું સ્પષ્ટ નથી? ધન ન હોવાથી આપણે કેટલું કેટલું નથી કરી શકયા, તે આપણને ક્યાં અજાણ્યું છે ? તેમ ધન હોત તો આજે આપણે કેટલા આગળ વધ્યા હોત, તેનું અનુમાન કોણ કાઢી શકે એમ છે ?

ધન સ્વતંત્રતા અર્પે છે, અને સ્વતંત્રતા મળતાં મનુષ્ય સર્વ જ સાધી શકે છે, કારણ કે ઉન્નતિનો ખરો પાયો સ્વતંત્રતા છે. જ્યાં પરતંત્રતા છે, ત્યાં દુઃખમાત્ર આવીને વસે છે, અને જ્યાં સ્વતંત્રતા છે, ત્યાં સુખના મહાસાગર રેલાય છે; અને વિવેકી જનોને ધન સ્વતંત્રતા આપનાર હોવાથી, એવું એક પણ સુખ નથી—પછી તે વ્યાવહારિક હોય કે પારમાર્થિક હોય—કે જેને વિચારવાન્ પુરુષો ધનવડે ન સિદ્ધ કરી શકે. આથી જ ધનને ચાર પુરુષાર્થમાં બીજો પુરુષાર્થ કહ્યો છે, અને તે સાધનારનું જીવન, સફળ ગણ્યું છે.

ધર્મ એ પહેલો પુરુષાર્થ છે, અને ધન નામના પુરુષાર્થને સાધવાનો પ્રયત્ન કરવા પહેલાં તેને પ્રથમ સાધવાની મુખ્ય અગત્ય છે એમ કોઇ કહે તો તેની ના નથી. ધર્મને સાધવાની પ્રથમ અને મુખ્ય અગત્ય લેખક પણ સ્વીકારે છે, અને તેથી જ તે નિયમનાં પાલન માટે આટલો આગ્રહ દર્શાવે છે. જેને લેખક નિયમ કહે છે, તેનો ધર્મમાં જ સમાવેશ થઇ જાય છે. ધનપ્રાપ્તિનો નિયમ ધર્મથી જૂદો નથી, પણ તે ધર્મ ટીલાંટપકાંમાં કે ગાયની પૂંછડી જેવડી ચોટલી રાખવામાં કે કાચના પ્યાલામાં દુધ ન પીવામાં કે એવાં માલવિનાના બાહ્યાચારમાં જ સમાયેલો નથી. ખરા ધર્મને બાજુએ મૂકી આવા બાહ્યાચાર જ ધર્મનું સર્વસ્વ છે, એમ ઘણા માની બેઠા છે. આવા બાહ્યાચાર અધિકારપરત્વે અગત્યના છે, પણ તેમને જ આગળ તરતા રાખવા માટે ખરા ધર્મનો ભોગ અપાઇ જતો હોય તેના પ્રતિ દૃષ્ટિ પણ નાંખવી, એના જેવું ખેદજનક બીજું કશું જ નથી. સદ્વિવેકી વાચકને લેખના અંતપર્યંત વાંચતાં જણાશે કે ધનપ્રાપ્તિનો નિયમ યથાર્થ ધર્મથી વિરુદ્ધ નથી, પણ તેના જ અંશરૂપ છે.

આ લેખ કંઇ પારસમણિ નથી કે તે વાંચવાથી ઘરનાં બારી બારણાંની સાંકળોને, નકુચાને અને ખીલા વગેરેને સોનું કરી મૂકશે, અને બીજા જ દિવસથી બારણામાં મદમસ્ત હસ્તિઓ ઝુલે, એટલી સંપત્તિ કરી આપશે. એ લેખમાં ચમત્કારિક કશું જ નથી. તેમાં માત્ર માનસ શાસ્ત્રના આધારે, અને આચારમાં મૂકવાથી વિજયને અર્પનારૂં નિયમોને યોગ્ય સાંકળથી જોડી દીધા છે. તે શસ્ત્ર છે, પણ મ્યાનમાં ઘાલી, કેડે બાંધી, શરીરમાં ખપતા અર્થે જ્યાં ત્યાં ફરવા માટે નથી, પણ સમરાંગણમાં ઉપયોગ કરવા માટે છે. વાપરનારનો વિજય છે, કેડે બાંધી ભભકો મારનારનો નથી.

## રાંધ્યાવિનાનો આહાર અધિક આરોગ્યપ્રદ છે.

રાંધેલા ખોરાકથી શરીરનું આરોગ્ય જેવું રહે છે, તેના કરતાં રાંધ્યાવિનાનો આહાર ગ્રહણ કરવાથી અધિક રહે છે, એવો કેટલાક પશ્ચિમના વિદ્વાનોનો હવે અભિપ્રાય થતો જાય છે. યુજીન ક્રિસ્ટિયન નામના એક અમેરિકન વિદ્વાન્ અનેક રોગીઓના વ્યાધિઓ હાલ કાચા આહારથી જ ટાળે છે, તથા તેમને સુદૃઢ આરોગ્યવાન્ કરે છે. એ વિદ્વાનના વિચારો પ્રસંગ-પરત્વે વિસ્તારથી જણાવીશું. આ સ્થળે આ પ્રસંગે મેબલ ગીફોર્ડ શાઇને કાચા આહાર-સંબંધમાં પ્રકટ કરેલો પોતાનો અનુભવ જણાવીએ છીએ. તે લખે છે કેઃ—

હું કેટલાંક વર્ષથી ફળ, મેવો (બદામ, કાજુ વગેરે) કાચી રોટલી, દેવતાઉપર શેકેલી થોડીક રોટલી, અને રાંધેલાં શાક ખાઇને મારો નિર્વાહ કરું છું, અને તેથી મને ઘણો લાભ થયો છે. બીજા ઘણા મનુષ્યોને પણ મેં આવો આહાર ગ્રહણ કરવા સલાહ આપી છે, અને તેથી તેમને પણ અત્યંત આશ્ચર્યકારક લાભ થયો છે. આમ છતાં કાચાં શાક ખાઈ જોવાનો પ્રયોગ ગઇ વસંતઋતુસુધી મેં કર્યો નહતો. મારી પચનશક્તિ મૂળથી જ બહુ બળવાન્ ન હોવાથી હું એમ ધારતો હતો કે કાચાં શાક અને તેમાં પણ કંદ, જે બહુ જ કઠણ, ભારે, અને રાંધ્યાવિના પચી શકતા નથી, તે મને ભાગ્યે જ પચી શકશે. પરંતુ આહારના પદાર્થોને રાંધવાથી તેમનું ખરેખરું સત્ત્વ બળી જાય છે, એ વિષે વારંવાર પુષ્કળ વાંચવામાં આવવાથી, તેમ જ ફળ અને કાચાં અનાજના લાભની મને પોતાના અનુભવથી ખાતરી થયેલી હોવાથી, કાચાં શાકનો થોડા દિવસ અનુભવ કરી જોવા મને મન થઈ આવ્યું. આ વસંતઋતુમાં હું જ્યાં રહેતો હતો ત્યાં જોઇએ તેટલાં ફળ ન મળી શકવાથી, અને શાકના ટોપલે ટોપલા નિત્ય મારા બારણાઆગળથી જતા હોવાથી મને લાગ્યું કે કાચાં શાકની અજમાયશ કરવાનો આ બહુ સારો યોગ છે.

મેં 'કેલ' (કોબીજની એક જાત) થી શરૂઆત કરી. મેં તેને થોડી વાર પાણીમાં પલાળી મુકી. પછી તેના ઝીણા ઝીણા કકડા કર્યા. પછી તેમાં થોડી ખાંડ, લિંબુનો રસ, અને *ઓલાઈવનું તેલ નાંખ્યું. કોઈ પણ શાકની સાથે કોથમીર, અથવા ફુદીનો, અથવા સહજ આદુ મેળવવાથી તેના સ્વાદમાં વૃદ્ધિ થાય છે. મૂળાની અથવા કાંદાની છીણ પણ તેની સાથે મેળવી શકાય છે. પરિણામ બહુ જ સંતોષકારક આવ્યો. એકલા મૂળા પણ આ રીતે ખાઈ શકાય છે. લિંબુનો રસ નાંખવાથી કાચાં શાક બહુ સ્વાદિષ્ટ લાગે છે. પછી મેં 'કેલ' અને મૂળાની સાથે 'બીટ' ને (એક જાતનો શકરીયાજેવો કંદ) મેળવ્યો. આથી ખાવાની ખુબ મઝા પડી. આ સ્થળે હું જણાવીશ કે મને આજ સુધી શાકઉપર જરા પણ પ્રીતિ ન હતી, અને મને તે ભાવતાં પણ ન હતાં. વળી જે વસ્તુઓ ભાવે છે, તે જ સહેલાઇથી પચે છે, એવો નિયમ હોવાથી કાચાં શાક મને નહિ જ પચે, એવું મારું માનવું હતું; પરંતુ ઉપર વર્ણવ્યાપ્રમાણે કાચાં શાક ખાવાથી તે મને પચી ગયાં, એટલું જ નહિ પણ મને તેમના ઉપર પ્રીતિ પણ થઈ. 'કેલ' મળતી બંધ થઈ, ત્યારે મેં કોબીજ ખાવા માંડી. આ શાક જ્યારે રાંધવામાં આવે છે, ત્યારે અત્યંત દુર્જર થાય છે, અને બહુ પ્રબળ જઠરાગ્નિવાળા જ તેને પચાવી શકે છે. પણ કાચી કોબીજ મને તો સહેલાઇથી પચી ગઈ. મૂળા

* કોબીજસાથે અત્ર પ્રયોગ ... ઓલાઇવને બદલે ... મીઠું તેલ વાપરવું.

જ્યારે ઉલી ગયા, ત્યારે મેં તેમની જગાએ કાંદા વાપરવા માંડ્યા. કોબીજ મળતી બંધ થઇ ત્યારે મેં 'લેટ્યુસ' (એક જાતની ભાજી) વાપરવા માંડી. તેની જોડે મેં બટાટા ભેળવ્યા. પ્રથમ તો મને લાગ્યું કે કાચા બટાટા હું કદી જ ખાઈ શકવાનો નથી, પણ બીજાં શાક સાથે ખાતાં, તે બીજા શાકનો સ્વાદ તેણે વધાર્યો એટલું જ નહિ, પણ જ્યારે મેં તેને આદુ, તેલ કાંદા વગેરે નાંખી એકલા ખાવા માંડ્યા ત્યારે તે બહુ સ્વાદિષ્ટ જણાયા.

થોડો સમય આ પ્રમાણે કાચાં શાક ખાધા પછી તો રાંધેલાં શાક અને બેસ્વાદ જણાવા લાગ્યાં. પણ કાચાં શાકનો એટલો જ લાભ ન હતો. શરીરને પોષણ આપવાનો અને ચૈતન્યમય કરવાનો કાચા શાકનો ગુણ અનુભવ કરનાર જ જાણે છે. રાંધેલાં શાકથી પેટ ભરનારને શરીરમાં બળ આવેલું કે હોંશિયારી આવેલી જણાતી નથી. તેને પોતાનું પેટ ટબજેવું; અને શરીર ગીદડજેવું, તથા સુસ્તી ભરાયલું જણાય છે. તેને પથારીમાં આળોટવાનું અને ઉંઘવાનું મન થાય છે. કાચા આહારને ખાનારને આમાંનું કશું જ જણાતું નથી. રાંધેલું અનાજ ખાવાથી ઘણી વાર ઘણાને તો જાણે પેટમાં સીસું રેડ્યું હોય તેવું થાય છે. કાચો આહાર અથવા સૂર્યના તાપથી રંધાયલો આહાર આવો કશો જ પરિણામે પ્રકટાવતો નથી. અજીર્ણ અથવા અપચાથી ત્રાસેલા મનુષ્યોએ રાંધ્યાવિનાનાં ફળ, શાક, અને અન્ન ખાઇ જોવાં. તરત જ તેમને જણાશે કે પેટમાં ગડુડુડુ થતું નથી, અને ખાટા ડકાર આવતા નથી, કે છાતીમાં દાહ થતો નથી. રાંધેલું અનાજ ખાનારને જમ્યા પછી ચાલવું પડે છે કે કંઇ કામ કરવું પડે છે તો મરવાજેવું લાગે છે. કાચો આહાર ખાનારને ચાલતાં કે કામ કરતાં ઉલટો આનંદ થાય છે. નવું બળ આવવાથી તેને કામ કરવાનું મન થાય છે. વળી મગજ સુસ્ત અને જડજેવું થવાને બદલે તથા ખાવાથી તેમાં ભીણો ચઢવાને બદલે તે હોંશિયારીવાળું અને ચંચળ રહે છે, અને વિચારો વધારે નિર્મળ અને તેજસ્વી થાય છે. વળી આકળો સ્વભાવ, ચીડીયાપણું, ઘડી ઘડીમાં લાગણી થઈ આવવાની ટેવ; એ સર્વ જતાં રહે છે. પૂર્વે જે હજારો બાબતોથી જરા જરા વારમાં વ્યાકુળતા થઇ આવતી હતી, તેને બદલે હવે શાંતિનો અનુભવ થાય છે.

રાંધેલા અને વગર રાંધેલા આહારના ગુણમાં આટલો બધો ફેર પડી જવાનું કારણ શું? એ જ કે શરીરને બનાવનાર પરમેશ્વરે શરીરનું ઉત્તમ રીતે પોષણ થઇ રહે એવા આહારના પદાર્થો યોગ્ય પ્રમાણથી બનાવ્યા છે. રાંધવાથી આ પ્રમાણનો નાશ થાય છે; કેટલાંક આવશ્યક તત્ત્વો વરાળ થઈને ઉડી જાય છે; કેટલાંક તત્ત્વો જે પાણીમાં ખોરાક રાંધ્યો હોય છે, તે પાણીને આહારને ઓસાવતી વખતે જ્યારે બહાર કાઢી નાંખવામાં આવે છે, ત્યારે તેની સાથે નીકળી જાય છે (લગભગ ઘણા આહારનાં પૌષ્ટિક તત્ત્વો આ પ્રમાણે પાણી સાથે કાઢી નાંખવામાં આવે છે.) અને બાકીનાંમાં રાંધવાની ક્રિયાથી એવા તો રાસાયણિક ફેરફાર થાય છે, કે જેથી તે આહારનો પદાર્થ ખાવાને માટે નાલાયક થાય છે, અને ખાવામાં આવે છે તો લાભને બદલે હાનિ કરે છે. આહારમાં રહેલું કુદરતી જળ, રાંધવાથી બળી જાય છે, અને બહારથી જે નવું ઉમેરવામાં આવ્યું હોય છે, તેનામાં કુદરતી જળનો ગુણ હોતો નથી. શરીરને કેટલાંક તત્ત્વો ઘણાં ઓછાં મળે છે, અને કેટલાંક તત્ત્વો જોઇએ તે કરતાં વધારે મળે છે; કુદરતી રુચિનો નાશ થાય છે, અને તેને બદલે ખાઉધરી રુચિ ઉત્પન્ન થાય છે, અને કાચા

કુદરતી આહારવિના મનુષ્યને જે દીઠું, તે ખાવાની વૃત્તિ થાય છે. આથી શરીરને પોતાના પોષણમાં આવશ્યક તત્ત્વો મળતાં નથી, અને તે ભુખે મરે છે.

શંધેલા આહારમાં ગુણ છે કે વગર રાંધેલામાં, એનો નિર્ણય કરવામાટે વાદવિવાદમાં ઉતરવાની જરૂર નથી. જાતે જ અજમાયશ કરી જુઓ, અને તમારી તરત જ ખાતરી થશે. પણ કાચા આહારમાં મીઠું, મરચાં, મરી, ગરમમસાલા કે એવી જ બીજી આડીઅવળી વસ્તુઓ નાંખવાના સ્વાદીયાવેડા કરવા હોય તો કાચા આહારનો પ્રયોગ કરશો જ નહિ. મસાલા વગેરે વાપરવાથી લાભની આશા રાખશો નહિ. મેં ઉપર કહ્યું તેવી સાદી રીતે જ શાક તૈયાર કરવું હોય તો કરજો. આદુ પણ નામનું જ નાંખવાનું છે. મસાલા વગેરે આહારના પદાર્થો નથી, અને શરીરના પોષણમાં તેમની અગત્ય નથી. કાચા ખોરાક ખાનારે એક વાત ખાસ ધ્યાનમાં રાખવી, અને તે એ કે ખોરાકને પાણીજેવો થાય ત્યાં સુધી ચાવવો. જળવિના બીજું કશું જ પીવું નહિ. દુધ પણ ટાઢું જ ખાવું. ચાહ, કોફીનો સમૂળ ત્યાગ કરવો. એવાં ઉષ્ણ પાન વગેરે ઉત્તેજક પદાર્થો જઠરના જ્ઞાનતંતુઓને જડ કરી નાંખે છે, તથા બીજાં પણ ઘણાં નુકસાન કરે છે. ચાહ, કોફી વગેરેની ઇચ્છા ન થાય ત્યારે જાણવું કે હવે શરીર નીરોગ થયું છે, અને કુદરતી રુચિ પ્રકટી છે. કોઇ પણ જાતના રોગવાળા માણસો જ ચાહ કોફીમાટે વલખાં મારે છે.

કૃત્રિમ રાંધેલો ખોરાક જેઓ ખાય છે તેઓ દિવસે દિવસે શરીરે ક્ષીણ થતા જાય છે. આ ક્ષીણતાને આપણે વૃદ્ધાવસ્થા અને રોગના નામથી ઓળખીએ છીએ. જેઓ વગર રાંધેલો કુદરતી ખોરાક ખાઇને પોતાનો નિર્વાહ કરે છે તેઓને તેઓનું શરીર પ્રતિવર્ષે નવું થતું જતું અને સુધરતું જણાય છે.

---

## દુધ કેવી રીતે ગ્રહણ કરવું ?

બીજા આહારના પદાર્થોકરતાં દુધમાં વિશેષ પૌષ્ટિક તત્ત્વો રહ્યાં છે, માટે તે આહારનો ઉત્તમ પદાર્થ ગણાય છે, એમ કંઇ નથી. એવા ઘણા બીજા પદાર્થો છે કે જેમાં દુધકરતાં પણ અધિક પોષણનાં તત્ત્વો છે, પરંતુ બીજા આહારના પદાર્થો જ્યારે વહેલા પચતા નથી, અને શરીરમાં પોષણરૂપે ભળી જતા નથી, ત્યારે દુધ બહુ જ થોડા સમયમાં અને ઓછા શ્રમે પચી જાય છે, અને પોષણરૂપે ભળી જાય છે. આથી તેને આહારના ઉત્તમ પદાર્થરૂપે સર્વ સ્વીકારે છે. આમ છતાં હાલ દુધ જે રીતે ગ્રહણ કરવામાં આવે છે, તેથી તેના જોઇએ તેવા લાભ જણાતા નથી. દુધને શેર અથવા બેશેર સામટું પીવું નહિ જોઇએ, પણ થોડે થોડે અંતરે, થોડું થોડું પીવું જોઇએ. પચનશક્તિના પ્રમાણમાં કલાકે કલાકે પાશેર અથવા અર્ધશેર એકી વખતે પીવું જોઇએ. આ રીતે પીવાથી નબળી પચનશક્તિવાળો મનુષ્ય પણ સહેલાઇથી બપોરના બે વાગતાસુધીમાં ચાર શેર દુધ પચાવી શકે છે. દુધ પીનારે સવારે બિલકુલ ખાવું નહિ. સાંજે માત્ર એક વાર જમવું. વળી આ દુધ બાળક જેમ ધાવે છે, તેમ ચુસીને પીવું. ચુસીને પીતાં અર્ધશેર દુધ પીતાં દશ અથવા પંદર મિનિટજેટલો સમય જાય છે. આમ ધીરે ધીરે દુધ પીવાથી તે પેટમાં દહીં થઈ જતું નથી, પણ જઠરમાં તેના ઉપર તત્કાળ પચનક્રિયા થવા માંડે છે.

---

ય છે. તેના કરતાં મીઠું ખાવાથી આજે વધારે અને વહેલાં વૃદ્ધ થાય છે. તમાકુ વગેરે વ્યસનો મનુષ્યોની આજે જેટલી ખુવારી કરે છે, તેના કરતાં મીઠું વધારે ખુવારી કરે છે. આપણાં યોગશાસ્ત્રોમાં તો યોગસાધકોને મીઠું ખાવાનો કેવળ નિષેધ જ કર્યો છે.

---

# श्रीश्रेयस्साधकअधिकारिवर्गना महोत्सवो.

આ વર્ગનો **નવમ સાધનસમારંભ** નામનો ૭૬ મો મહોત્સવ ગયા ફાલ્ગુન માસની પૂર્ણિમાથી સાત દિવસસુધી, સુરતસમીપ સમુદ્રતટે આવેલા ડુમસમાં પ્રતિવર્ષના નિયમાનુસાર યથાવિધિ પાલન કરવામાં આવ્યો હતો. દયાકુંવર લૉજની સામેના મેદાનમાં બે વિશાળ મંડપ ઉભા કરવામાં આવ્યા હતા, તથા દયાકુંવર લૉજને તથા તે મંડપોને ચિત્રવિચિત્ર ધ્વજાપતાકાથી તથા શોભાને વધારનાર અન્ય સાહિત્યોથી મનોહર રીતે સુશોભિત કરવામાં આવ્યાં હતાં. ચારસેંઉપર સાધકોની સંખ્યા, તથા પચાસઉપર અન્ય ઉદાસીન સજ્જનોની સંખ્યા, વિવિધ દૂરનાં તથા સમીપનાં સ્થળોથી સમારંભમાં ભાગ લેવા એકત્ર થઈ હતી. ઉપાસનાનો ક્રમ પ્રાતઃકાલે સાડા છ થી રાખ્યો હતો. એ સમયે સર્વે સાધકો સ્નાન કરી, સંયમને માટે ખાસ રચેલા એક શાંત સ્થળમાં, પોતાને પ્રાપ્ત વિવિધ ઇષ્ટોપાસનની ક્રિયાઓમાં યોજાઇ જતા હતા. એ પ્રસંગમાં ભાગ લેનાર એક ઉદાસીન સજ્જન લખે છે કે 'આપની ડુમસની સંયમશાળા પૂર્વના કોઇ મહર્ષિ તેમના વિદ્યાર્થીઓસાથે હોય તેવો દેખાવ આપી પૂજ્યભાવ ઉત્પન્ન કરતી હતી. તેના વાતાવરણમાં વેશ્યા નારી સતી થઈ જવાનો સંભવ મને તો જણાયો હતો, કારણ મારા પ્રતિકૂળ વિચારવાળા એક મિત્ર પણ અનુકૂળ ભાવ કાઢવા મંડી પડ્યા હતા, તેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે. એ વાતાવરણમાં આવવાથી મને તો એવું થયું કે મારી કેટલીક શંકાઓ જેનું નિવારણ હું કોઇને પૂછીને કરવા ઇચ્છતો હતો, તે શંકાઓની ગાંઠ એની મેળે છૂટી ગઇ છે.'

સંયમની ક્રિયાઓ કરવાથી, તથા વિવિધ સદ્વિચારોના સેવનથી સમારંભના સ્થળનું વાતાવરણ એવા તો અલૌકિક આનંદ તથા શાંતિને પ્રકટાવનાર થયું હતું કે તેમાં ભાગ લેનાર સર્વને સમારંભના સાતે દિવસ, સમારંભથી ઇતર જગતનું કેવળ વિસ્મરણ થયું હતું, તથા અપૂર્વ આનંદના ભોગમાં સાત દિવસ એક ક્ષણની પેઠે વહી ગયા હતા.

સાંજનો સમય વ્યાખ્યાનો તથા કીર્તનોમાટે રાખવામાં આવ્યો હતો. સુરતથી તેમ જ ડુમસમાં આવી નિવસેલા અનેક સજ્જનો પ્રતિદિન વ્યાખ્યાનો તથા કીર્તનોનો આનંદ લેવા પધારતા હતા. કેટલીક સુશિક્ષિત સ્ત્રીઓ પણ વ્યાખ્યાનાદિ શ્રવણ કરવા પોતાના વડિલ જનોસાથે આવતી હતી. પ્રથમ દિવસે વર્ગના ઇષ્ટ સદ્ગુરુ **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને** 'ઇષ્ટસ્મરણ' એ વિષયઉપર આશ્ચર્યકારક વક્તૃત્વપૂર્વક સુરમ્ય વ્યાખ્યાન આપ્યું હતું. બીજે દિવસે આ પત્રના વ્યવસ્થાપકે 'સર્વોત્તમ ઋષિ' એ વિષયઉપર તથા ત્રીજે દિવસે 'દુઃખના હેતુઓસંબંધી કેટલાક વિચારો' એ વિષયઉપર વ્યાખ્યાનો કર્યાં હતાં. ચોથે દિવસે શ્રીયુત નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ 'આત્મદર્શન' નામના વિષયઉપર હૃદયંગમ વ્યાખ્યાન કરી શ્રોતાઓને અપૂર્વ આનંદ ઉપજાવ્યો હતો. પાંચમે દિવસે સુરતના પ્રસિદ્ધ વ્યાખ્યાતા શ્રીયુત જેકીસનદાસ ગંગાદાસ ભક્તે 'શ્રેયસ્સાધકોનો અભ્યુદય' એ વિષયઉપર અસ્ખલિત

પ્રસાદપૂર્વક વ્યાખ્યાન આપી સાધકોને ઉત્સાહાનંદમાં નિમગ્ન કરી દીધા હતા. છઠ્ઠે દિવસે આત્મનિષ્ઠ વિદ્વાન શ્રીયુત ફતેહચંદ કપૂરચંદ લાલને ' બ્રહ્માનંદપૂર્વક જીવનાનંદ પણ કેવો સુખકર છે, ' એ વિષયઉપર અત્યંત હૃદયથી ભરેલું ઉદ્દબોધક વ્યાખ્યાન આપી સર્વને પરમશાંતિ પ્રસરાવી હતી.

વ્યાખ્યાનોના અંતમાં તાલવાદ્યાદિ પૂર્વક નિત્ય કીર્તનો કરવામાં આવતાં હતાં. પ્રસંગને અનુરૂપ ખાસ નવાં કીર્તનો રચવામાં આવ્યાં હતાં. આબાલવૃદ્ધ સર્વને કીર્તનોના શ્રવણથી અનનુભૂત આનંદ તથા શાંતિ પ્રકટતાં હતાં. સુરતથી આવનાર ઉદાસીન સજ્જનોને પણ કીર્તનોથી એટલો આનંદ થતો હતો કે કોઈ કોઈ પ્રસંગે મોડું થઈ જવાથી કીર્તનોને છોડીને ઘેર જવું તેમને અત્યંત કષ્ટકર લાગતું હતું. એક પારસી વિદ્વાન્ ગૃહસ્થ તો જે શાંતિ અને ભક્તિપ્રેમપુરઃસર કીર્તનો ગવાતાં હતાં તે જોઈ ચકિત થઈ ઇંગ્લિશમાં વદ્યા હતા કે "કીર્તનોની આવી આશ્ચર્યકારક શાંતિમય વ્યવસ્થા તમે લોકો શી રીતે કરી શકો છો"? એક અન્ય સજ્જન લખે છે કે 'આપના નવમ સાધનસમારંભમાંથી હું જે કમાણી કરી શક્યો છું તે એ છે કે આજ સુધી શ્રદ્ધાથી અને બુદ્ધિથી માનેલું દશ્ય સુખનું જીવાયનું, તેનું મને realisation થયું છે; અને ' માયાના ખ્યાલ્યા નાખેરે........' એ કીર્તન મારે શ્રવણે પડતાં મારા મનમાં અલૌકિક સંસ્કાર પ્રકટ થયા; આ સમયે વિષયાસક્ત મનુષ્યોઉપર મને ઘણી દયા પ્રકટ થઈ આવી.'

અંતમાં શ્રીયુત ઠાકોરલાલ માણેકલાલ મોદી બી. એ. એમણે સમાપ્તિનિમિત્તનાં પ્રસંગાનુરૂપ વચનો કહીને સમારંભની સમાપ્તિ કરી હતી.




# श्रीसिद्धेश्वर.

मनुष्य प्रयत्नथी पोताने जेवो धारे छे, तेवो ज करी शके छे.




॥ ॐ श्री ॥

## श्री सिद्धेश्वरना मंदिरनो घंटानाद.

* * ભયને જિતનાર સર્વ દુઃખથી મુક્ત થાય છે, એવો સત્શાસ્ત્રો તથા સત્પુરુષોનો નિશ્ચય છે.

* * જ્યાં જ્યાં દુઃખ હોય છે, ત્યાં ત્યાં કોઈ પણ પ્રકારના ભયનું અસ્તિત્વ હોય જ છે. ભયવિના દુઃખને ઉભા રહેવાનું સ્થળ જ નથી.

* * મંદવાડનાં, નિર્ધનતાનાં, ઓછા સામર્થ્યનાં, તથા ઓછી બુદ્ધિ વગેરેનાં દુઃખો ભય હોય છે તો જ આવે છે, ભય હોય છે, ત્યાં સુધી જ ટકી રહે છે, ભયના વધવાસાથે વધે છે, ભયના ઘટવાસાથે ઘટવા માંડે છે, અને ભયનો નાશ થતાં નાશને પામે છે; કારણ કે દુઃખરૂપ કાર્યનું ભય કારણ છે.

* * ઉપર ઉપરથી વિચાર કરનારને ભય, એ જ સર્વ દુઃખોનું કારણ છે, એ નિશ્ચય સત્ય લાગતો નથી. ભયને અને મંદવાડને, ભયને અને નિર્ધનતાને, ભયને અને અલ્પ સામર્થ્ય તથા જ્ઞાનને કારણકાર્યનો સંબંધ કેવી રીતે છે, એ તેઓની બુદ્ધિમાં ઉતરી શકતું નથી.

* * ભય રુધિરને તત્કાળ વિષવાળું કરી મૂકે છે, અને શુદ્ધ રુધિર જ આરોગ્યનો હેતુ હોવાથી, વિષવાળું રુધિર થતાં મંદવાડ આવવો, એ સ્વાભાવિક છે. ભય પ્રકટતાં ઉચ્ચ અભિલાષા, ઉત્સાહ, બુદ્ધિ, અને ઉદ્યોગ વગેરેની શક્તિઓ હણાઈ જાય છે, અને ઉન્નતિને કરનાર આ શક્તિઓ હણાઈ જતાં મનુષ્ય નિર્ધન રહે, એમાં આશ્ચર્યજેવું કશું જ નથી. એ જ પ્રમાણે ભય મનુષ્યના સામર્થ્યને તથા જ્ઞાન વગેરેને ન્યૂન રાખે છે, એ સહજ વિચાર કરતાં બુદ્ધિમાનને સ્પષ્ટ થાય, એમ છે;

* * મનુષ્ય ન જાણે એવા અનેક રૂપે ભય તેના હૃદયમાં પ્રવેશ કરે છે, અને તેને હાનિ કરે છે. જેને તે સદ્‌ગુણરૂપે ઓળખે છે, અને તેથી જેને પાલન કરવાનું તે પોતાનું કર્તવ્ય સમજે છે, તે ભયનું જ રૂપાંતર હોય છે, તેનું તેને ભાન રહેતું નથી. સદ્‌ગુણ જાણી તે તેને સેવે છે, પરંતુ વસ્તુતઃ તે ભય હોવાથી તેના સેવનથી તેને હાનિ જ થાય છે.

* * સાવધાનતાને વ્યવહારકુશળ મનુષ્યો આવશ્યક ગુણરૂપે સ્વીકારે છે, પણ વસ્તુતઃ તે ભયનું જ બીજું રૂપ છે. ભવિષ્યમાં દુઃખ આવશે, એવા ભયથી તે અટકાવવાને વર્તમાનકાળમાં જે વિચારો કરવા તથા ઉપાયો રચવા, તેને વ્યવહારકુશળ મનુષ્યો સાવધાનતા કહે છે. ધનનો સંચય નહિ કર્યો હોય તો ઘડપણમાં ભુખે મરીશું, વિચારીને કરકસરથી ખર્ચ નહિ કરનાર ભવિષ્યમાં પસ્તાવાવિના રહેતો નથી, આ વગેરે વિચારો સાવધાનતામાંથી અર્થાત્ ભયમાંથી ઉત્પન્ન થાય છે.

* * આમ નહિ કરવામાં આવે તો અમુક હાનિ થશે, અને તેમ નહિ કરવામાં આવે તો અમુક દુઃખ થશે, એવા એવા વ્યવહારમાં હજારો પ્રસંગમાં મનુષ્યોને જે વિચારો સ્ફુરે છે, તે વિચારોને સ્ફુરાવનાર કારણ ભયવિના બીજું કશું જ નથી. જ્યાં સુધી તેનું હૃદય ભયથી વ્યાકુલ હોય છે, ત્યાં સુધી આવા વિચારો તેને સ્ફુર્યાવિના રહેતા જ નથી; અને આવા વિચારો સ્ફુરવા, એનું જ નામ પોતાના બ્રહ્મભાવનું વિસ્મરણ અને જીવભાવનું પોષણ છે.

* * વ્યવહારદષ્ટિથી સાવધાનતા, ચોકસી, કાળજી, ચિંતા એ વગેરે ભયની જે પ્રજા છે, તે ગમે તેટલી ઉપયોગની ભલે ગણાતી હોય, પરંતુ તત્ત્વદષ્ટિથી તે કેવળ નિરુપયોગી છે. વ્યવહારદષ્ટિ મનુષ્યના હુંપણાને અર્થાત્ આત્મત્વને જેવું સંકુચિત અને મર્યાદાવાળું કરી મૂકે છે, તેવું સંકુચિત અને મર્યાદાવાળું કરી મૂકવાની અને રાખી રહેવાની જેઓને ઇચ્છા હોય તેઓ ભલે સાવધાનતા, ચોકસી વગેરે ભયની પ્રજાને સેંકડો વર્ષ રમાડ્યા કરે,—તેમને તેમ કરતાં ખાળવાની કશી જ જરૂર નથી—પરંતુ જેમણે પોતાનું આત્મત્વ વિકાસને અને અમર્યાદ ઉન્નતિને પમાડવું છે, તેમણે આ ભયની પ્રજાને અંતઃકરણમાં સ્થાન આપવું પરવડે તેમ નથી. તેમણે ભય અને ભયની પ્રજાને પોતાના હૃદયમાંથી સત્વર હાંકી કાઢવાં જોઇએ.

* * જીવભાવમાં ભય છે; બ્રહ્મભાવમાં અભય છે. આથી કરીને જ્યાં લગી સાવધાનતા સેવાય છે, ત્યાં લગી જીવભાવ જ સેવાય છે. બ્રહ્મભાવમાં અભય છે, સર્વદા આનંદ છે, સર્વદા કલ્યાણ છે, સર્વદા દુઃખનો અભાવ છે, અને તેથી ત્યાં સાવધાનતાને અવકાશ જ નથી.

જ્યારે જ્યારે તેનું હૃદય કંપે છે, ત્યારે ત્યારે તેને પરમાત્માની રક્ષક સત્તામાં અવિશ્વાસ જ હોય છે. પૂર્ણ શ્રદ્ધામાં ભયને કે સાવધાનતાને ક્ષણ વાર ટકવાનો અવકાશ નથી.

* * તેલની તપ્ત કઢામાં પડતાં પૂર્ણ શ્રદ્ધાવાનને ભય થતો નથી. કરવતવડે વહેરાતાં પૂર્ણ શ્રદ્ધાવાનને પોતાનું અહિત થવાની શંકા સ્ફુરતી નથી. શત્રુના ખડ્ગની ધારા કંઠને સ્પર્શ કરવા છતાં પણ પૂર્ણ શ્રદ્ધાવાનનું રૂંવું ચોરાતું નથી. ભય, કંપ, સાવધાનતા, ચોકરી, કાળજી એ સઘળા દોષો અશ્રદ્ધાવાનના જ અંધકારવાળા હૃદયમાં રમનારાં ભૂતો છે.

* * સરોવરમાં ઉગતાં કમળને, અને વનમાં ખીલતાં પુષ્પોને જુઓ, અને તેમની પાસેથી શ્રદ્ધાને શીખો. તેઓ ચિંતાને, ભયને, અને સાવધાનતાને સેવતાં નથી, અને કશો પરિશ્રમ કરતાં નથી, તોપણ તેઓ કેવા ઉત્તમ પોષણને પામીને અનુપમ સૌંદર્યવડે ખીલે છે ! મનુષ્ય ! તારા રક્ષક અને નિયંતા પરમાત્મામાં અશ્રદ્ધા ધરવાથી, અને ભયને અને ચિંતાને સેવવાથી તારી આવી દશા થઇ છે. તારા આત્મતત્વની મહત્તાનું વિસ્મરણ કરવાથી અને તને પોતાને અત્યંત અલ્પ જાણવાથી તું ભય અને ચિંતાવડે થરથરતો રહ્યો છે.

* * સદ્વિચારવડે ભયને જિતો. ભય શો લાભ આપે છે કે તેને આવા પ્રેમથી સેવો છો ? ભયરૂપ ઝેરી સર્પ આરોગ્યનો, સુખનો, અને ઉન્નતિનો વિનાશ કરનાર છે, એવું જાણતાં છતાં કયો બુદ્ધિમાન તેને દુધ પાઇને ઉછેરે ?

* * ચિંતાથી ચતુરાઇ ઘટે છે, શરીરનું આરોગ્ય બગડે છે, અને લક્ષ્મીનો નાશ થાય છે, એવાં વચનો આપણે બોલીએ છીએ, અને ચિંતા ચિતાસમાન છે, એમ માનીએ છીએ ખરા, તથાપિ અંતરના ઉંડા ભાગમાં આપણને તેના ઉપર અભાવ અથવા દ્વેષ પ્રકટ્યો હોતો નથી. તેને તજવાની અથવા આપણા હૃદયમાંથી તેને હાંકી મૂકવાની આપણને લેશ પણ ઇચ્છા થતી નથી. ચિંતા કરવામાં અને ભયના વિચારો સેવવામાં જ જાણે સઘળું જ્ઞાન શમાયલું છે, એવું આપણે માનતા હોઇએ, તેવું આપણે વર્તન રાખી રહીએ છીએ. આપણે આપણા હિતનો વિચાર હજી સુધી કર્યો જ નથી.

* * પુષ્કળ ધૂમાડાથી ભરેલા વાતાવરણજેવું ચિંતા અને ભયનું વાતાવરણ છે. આવા વાતાવરણમાં સુખનો સંભવ જ નથી, શ્રદ્ધાના અને નિર્ભયતાના વાતાવરણમાં કેવી શાંતિ અને સુખ રહ્યાં છે, તેનું ભાન શ્રદ્ધાને અને નિર્ભયતાને સેવનારને જ હોય છે.

* * ભયથી અને ચિંતાથી કોઇને કશો લાભ થયો નથી, અને થવાનો નથી. ભય અને ચિંતાપાસે, પોતાની સેવા કરનારને દુઃખવિના આપવાજેવો કોઈ બીજો ઉત્તમ પદાર્થ છે જ નહિ. શા માટે તો પછી તેમના આવા દૃઢ ભક્ત બની રહ્યા છો ?

* * મુખઉપર ઉડતી માખીને ઉડાડવી, એ કામ જેટલું સહેલું છે તેટલું જ ભયને હૃદયમાંથી હાંકી કાઢવાનું કામ સહેલું છે. ફરી ફરીને માંખી આવતાં જેમ તમે તેને ફરી ફરીને ઉડાડો છો, તેમ હૃદયમાં ભય પ્રવેશતાં તેને પુનઃ પુનઃ લાત મારી હાંકી કાઢો. તેનાથી જરા પણ ડરશો નહિ. ઉપરથી જોતાં તે અતિ બળવાન અને ભયંકર યોદ્ધો લાગે છે, પણ અંદરથી પોચકીદાસ છે. તમારો સહજ સરખો કરડો કટાક્ષ સહન કરવાની પણ તેનામાં હિંમત નથી.

* * ભયના સામું જોવાથી તે પુષ્ટ થાય છે, અને તેના સામું ન જોવાથી તે બરફની પુતળીની પેઠે ઓગળી જાય છે, એ વાત તમે જાણો છો ? અજમાયશ કરી જુઓ.

તેના સાંમું જોશો નહિ. તેના અસ્તિત્વને સ્વીકારશો જ નહિ. તેના વિચારો કરવા છોડી બીજા જ વિચારો કરો, અને ભય તમારી પાસેથી તત્કાળ અદૃશ્ય થઇ જશે. પુનઃ તેનો વિચાર કરો, અને તે તમારી પાસે આવીને ઉભો જ જાણજો. અધિક અધિક વિચાર કરો, અને તે અધિક અધિક પુષ્ટ થતો ચાલશેનો, એટલો બધો કે થોડા સમયમાં આખા બ્રહ્માંડને પોતાનાથી ભરી દેવાનો.

* * ભયનું જીવન અને મરણ તમારા જ હાથમાં રહેલું છે. તમે તેને જીવન આપો છો તો જ તે જીવે છે. હવે ભયથી તમને થતાં અનેક દુઃખોમાં, કહો કોનો દોષ છે ?

* * પ્રિય બંધુ ! આત્મવિચારવડે, અથવા ઈશ્વરભક્તિવડે ભય અને ચિંતાનો જય કરી નિર્ભય પદમાં સુસ્થિર થઈ રહો.

---

# मानसोपचार.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૦ થી.)

ચાથી રહી ગયેલા સાંધાવાળો, જો શરીરના તે ભાગપ્રતિ લક્ષ કરી, તેમાં રહેલાં નાનાં મનને, સંચાની ઓરડીમાં અંતાઈ રહેલા સંચો ચલાવનારને જેમ કહે તેમ કહે, કે હે અસંખ્ય નાનાં મન ! તમે આ સાંધાને હલાવવાનું તમારૂં કામ બરાબર કરતાં નથી, એ ઘણુંજ અયોગ્ય છે. હું તમને જોતો નથી તોપણ આ બાહ્ય ચિહ્નથી મને જણાય છે કે તમે તમારા કર્તવ્યમાં બહુ જ પ્રમાદી થયાં છો. હવે હું તમને કહું છું કે તમારે તમારૂં કામ બરાબર કરવું જ જોઇએ ! આ અને એવા જ ભાવનાં વચનો તેમને આગ્રહથી વારંવાર કહેવામાં આવે તો તેમનામાં જાગ્રતિ આવ્યાવિના અને દિવસે દિવસે તે વ્યાધિમાં સુધારો થયા વિના રહે જ નહિ.

આવા સરળ ઉપાયોથી જો વ્યાધિ મટતો હોય તો પછી નકામાં ઔષધો શું કરવા વાપરવાં ? પણ સોમાં નવાણુ પ્રસંગમાં આ સરળ ઉપાયને મનુષ્યો જેવી શ્રદ્ધાથી, જેવા આગ્રહથી, અને જેવા નિયમિતપણાથી સેવવો જોઇએ, તે પ્રમાણે સેવતાં નથી. કારણ કે તે સરળ છે, અને તેમાં પૈસાનું ખરચ નથી, એટલે તેમાં તેમની શ્રદ્ધા બેસતી નથી. છ મહિના દિવસમાં ત્રણ ત્રણ વાર કે ચાર ચાર વાર દવાઓ પીવાનું મનુષ્યો કબુલ કરે છે, પણ ત્રણ માસ આવા પ્રયોગની અજમાયશ કરી જોવાનું સ્વીકારતા નથી. એક કે બે દિવસ અથવા બહુ બહુ તો એક અઠવાડીયું કરી જુએ છે, અને લાભ ન જણાતાં પ્રયોગમાં કંઇ જ માલ નથી, એવો છેવટનો ફેંસલો આપી દે છે.

જ ભાગ લેતા નથી. પ્રયત્ને તેના કર્તવ્યમાં પ્રતિબંધ કરનાર ભાગ લેઇએ છીએ. તેને અનુકૂળ થવાથી તેનું કર્તવ્ય તે બહુ ઉત્તમ રીતે અને ત્વરાથી કરે છે. અને તેને અનુકૂળ થવું તે બીજું કશું જ નથી, પણ ઉપર કહ્યું તે રીતે, અણુઓમાં રહેલા મનને આજ્ઞા કરીને તેમની પાસે પોતાનું કામ બરાબર કરાવવું. આનું નામ માનસોપચાર છે. અને તે કેટલો સરળ છે!

## પ્રકરણ ૩.

શરીરના પ્રત્યેક અવયવમાં અને અણુઅણુમાં પોતપોતાનું કર્તવ્ય કરવાનું જ્ઞાન રહેલું છે. પચનક્રિયા કેવી રીતે કરવી, એ જઠર સારી રીતે જાણે છે, રુધિરને શુદ્ધ કેવી રીતે કરવું, એ ફેફસાં સારી રીતે જાણે છે, અને એ જ પ્રમાણે યકૃત, પ્લીહા, હૃદય વગેરે અવયવો પોતપોતાના કર્તવ્યને સારી રીતે જાણતાં હોય છે. શરીરમાં એવો એક પણ અણુ નથી કે જેને પોતાના કર્તવ્યનું જ્ઞાન ન હોય. પ્રત્યેક અવયવમાં અને પ્રત્યેક અણુમાં મન રહેલું હોવાથી પ્રત્યેક અણુને અને પ્રત્યેક અવયવને પોતાનું કર્તવ્ય ઉત્તમ પ્રકારે કરવાની આજ્ઞા કરી શકાય છે, અને અણુઓમાં રહેલું મન આપણા મનકરતાં નિર્બળ હોવાથી તે આપણી આજ્ઞાને માને છે. અશ્રદ્ધાવાળી અને ડગમગ નિશ્ચયવાળી આજ્ઞાને જ અણુઓમાં રહેલું મન સ્વીકારતું નથી, પણ શ્રદ્ધાવાળા, દૃઢનિશ્ચયથી યુક્ત જે જે આજ્ઞા તેને કરવામાં આવે છે, તેને તે અવશ્ય માને છે. સશંકપણે કરેલા આજ્ઞાઓનાં આંદોલનો અણુઓના ગર્ભભાગમાં રહેલા મનસુધી પહોંચતાં નથી, અને તેને સ્પર્શ કરી શકતાં નથી. વળી એકાગ્રતાવિના વ્યગ્ર ચિત્તથી તથા દુર્બળ નિશ્ચયથી કરેલી આજ્ઞાઓ પણ અસરકારક નીવડતી નથી. આથી દૃઢ નિશ્ચયવાળી તથા એકાગ્રતાયુક્ત આજ્ઞાઓ કરવાનો અભ્યાસ પાડવાની જરુર છે; અને પ્રયોગો કરવા માંડતાં કેટલાક પ્રયોગોપછી જ્યારે એક બે પ્રસંગમાં વિજય મળેલો અનુભવમાં આવે છે ત્યારે શ્રદ્ધા તો આપોઆપ બળવાન્ થતી જાયછે. આથી રોગવાળા ભાગને, તમે જે કહેવા ઇચ્છતા હો તે દૃઢતાથી સમજાવવું; પુનઃ પુનઃ સમજાવવું; અને તમને સમજાશે કે થોડા સમયપછી તમારું કહેવું તે સાંભળશે, અને તમારી ઇચ્છાપ્રમાણે વ્યાધિનો ત્યાગ કરીને જશે.

મન એ જગતમાં મોટામાં મોટું બળ છે, અને તેની સત્તા જેમ તમારા પોતાના શરીર ઉપર ચાલે છે, તેમ બીજાના શરીરપર પણ ચાલે છે. જેમ તમે તમારા પોતાના શરીરમાં રહેલા રોગને નિત્ય આગ્રહથી જતા રહેવાની આજ્ઞા કરો છો, અને તે પરિણામે જાય જ છે, તે જ પ્રમાણે બીજાના શરીરમાં રહેલા રોગને પણ તમે જતા રહેવાનું આગ્રહથી કહો છો, તો તે જાય જ છે. તમારા કોઇ મિત્રનો દાંત દુઃખતો હોય અને તમે વગરબોલ્યે તે ભાગપ્રતિ દૃષ્ટિ નાંખી દરદને દાંતમાંથી જતા રહેવાને આગ્રહથી આજ્ઞા કરશો તો અલ્પ સમયમાં તે જતું રહેલું તમને જણાશે. સંકલ્પ પ્રેરવાના તમારા સામર્થ્ય અને તમારી શ્રદ્ધાઉપર જયનો આધાર રહેલો છે. એક દિવસના પ્રયોગથી તમને જય ન મળે તો નિરાશ થવાની અગત્ય નથી. ફરી ફરી પ્રયોગ કર્યા કરશો અને તમને જણાશે કે અભ્યાસથી તમારું બળ કેળવાતાં તમે રોગ ટાળવાને સમર્થ થયા છો. બીજાનું અમુક દરદ તમે ટાળો છો, એવું તેને કહેવાની પણ તમારે અગત્ય નથી. અંતરમાં તમે કરેલા સંકલ્પનાં આંદોલનો સામા મનુષ્યના વ્યાધિવાળા ભાગમાં રહેલા મન પ્રતિ જાય છે, અને તમારી આજ્ઞા તેને જણાવે છે.

વ્યાધિ ટાળવામાટે તમારે સ્મરણમાં રાખવાનો નિયમ આ છેઃ—તમારા મનમાં સર્વ

પ્રકારનું સામર્થ્ય રહેલું છે, અને તેથી તમારું મન રોગ ટાળવાને સમર્થ છે, એવું માનવું; અને પછી વ્યાધિને શરીરનો ત્યાગ કરવાની દઢ આજ્ઞા કરવી.

મનમાં સર્વ પ્રકારનું સામર્થ્ય રહેલું છે, એવો નિશ્ચય તમારું મન ન સ્વીકારતું હોય તો 'મનમાં સર્વ પ્રકારનું સામર્થ્ય રહેલું છે' એ વાક્યને વારંવાર બોલ્યા કરવું, અને તે ઉપર વિચાર કરવો. વારંવાર બોલ્યા કરવાથી અને તેના ઉપર વિચાર કરવાથી થોડા દિવસમાં તમને જણાશે કે એ નિશ્ચય તમારા મનમાં દઢ થતો જાય છે, તથા એ નિશ્ચય ખરો છે એનાં ઘણાં કારણો તમારાં મનમાં આપોઆપ સ્ફુરી આવે છે. સુતી વખતે જો આ વાક્ય તમે બોલશો, અને તેના ઉપર વિચાર કરી પછી ઉંઘી જશો, તો એ નિશ્ચય ખરો છે એવું ઘણું જ થોડા સમયમાં તમારા મનમાં દઢ થઇ જશે, એટલું જ નહિ પણ એ નિશ્ચયમાં તમારી શ્રદ્ધા અત્યંત દઢ બની જશે. આ નિશ્ચય દઢ કરવાનું કારણ એ છે કે એ નિશ્ચય જો દઢ હોય છે તો જ તમે રોગને શરીરમાંથી જતા રહેવાની, ન ઉલ્લંઘન કરી શકાય એવી આજ્ઞા કરી શકો છો. તમારો નિશ્ચય લુલો હોય છે તો તમારી આજ્ઞા પણ લુલી હોય છે, અને તમે જાણો છો કે લુલી આજ્ઞાને કોઇ જ માનતું નથી. નિશાળમાં પણ તમેં જોયું હશે કે ગડબડ કરનાર છોકરાઓને 'છાના રહો' એવા બે જ શબ્દો બોલી દઢ નિશ્ચયવાળો શિક્ષક તત્કાળ શાંત કરી શકે છે, અને અદઢ મનવાળો શિક્ષક 'છાના રહો, છાના રહો' એવી સેંકડો વાર બુમો પાડે છે, અને મેજઉપર હાથ પછાડે છે તોપણ તેનું કોઇ માનતું નથી.

મનનું સર્વઉપર સામ્રાજ્ય છે, એ નિશ્ચયને પ્રત્યેક મનુષ્યે દઢ કરવો જોઇએ, કારણ કે તેથી વ્યાધિઓ ટાળી શકાય છે, એટલું જ નહિ પણ વિવિધ પ્રતિકૂળતાઓ ટાળી શકાય છે. વિવિધ દુર્ગુણો તથા દુર્વ્યસનો ટાળવામાં એ નિશ્ચય ઉપયોગી થઇ પડે છે. ગૃહક્લેશ એ વડે ટાળી શકાય છે. હઠીલાં બાળકોને, સ્ત્રીને, સંબંધીઓને, મિત્રોને અને જનસમુદાયને પણ એ વડે સુધારી શકાય છે.

વસ્થામાં વારંવાર ઉપરનાં વચનો તેના પ્રતિ મનોમય રીતે પ્રેર્યાં કરો તે નિદ્રામાં હોય ત્યારે પણ તેની પથારીપાસે બેશી ઉપરના ભાવનાં વચનો તેને માનસિક રીતે કહો. બાળકના ઉપર તમે અત્યંત પ્રેમ રાખો છો, એવું તેને ભાન કરો, અને તમને જણાશે કે મૌનપૂર્વક પ્રેરેલાં તમારાં વિચારનાં આંદોલનોથી તેના દોષનો નાશ થયો છે.

આ પ્રકારનાં, વિચારનાં શ્રદ્ધાવાળાં સબળ આંદોલનોથી આપણાં ગમે તે પ્રીતિપાત્ર સંબંધીના દોષો આપણે ટાળી શકીએ છીએ. અવશ્ય આ પ્રકારના પ્રયત્નમાં આગ્રહની અગત્ય છે જ, પરંતુ મુખથી નિત્ય બોધ આપવાથી જે કાર્ય એક વર્ષે પણ નથી થતું, તે કાર્ય મૌનપૂર્વક પ્રેરેલાં આવાં આંદોલનોથી છ માસમાં થાય છે. આ વિષયમાં સંશય ધરનારને અજમાયશ કરી જોવા સપ્રેમ આમંત્રણ કરવામાં આવે છે.

એક સ્ત્રીએ પોતાના ભાઇની સીગારેટ પીવાની દુષ્ટ ટેવ, ઉપર વર્ણેલા માનસોપચારવડે છોડાવી હતી, અને મારી બહેન મારે માટે આવો પ્રયોગ કરે છે, તેની તે પુરૂષને ખબર પણ ન હતી. તે સ્ત્રીએ આ પ્રમાણે પ્રયોગ કર્યો હતો. નીચેના વિચારને એકાગ્રતાપૂર્વક તેણે પોતાના ભાઇની છબીને મનમાં કલ્પના કરીને તે પ્રતિ પ્રેર્યો હતોઃ—ભાઇ ! હું તારા ઉપર અત્યંત પ્રેમ રાખું છું. તું પણ મારા પર તેવો જ પ્રેમ રાખે છે. જે સુખ તું ઇચ્છે છે, તે સઘળું સુખ, સીગારેટવિના પણ તને મળે એમ છે જ. આ સીગારેટથી તને અત્યંત નુકસાન થાય છે. તે સેવવાયોગ્ય વસ્તુ નથી જ. આરોગ્યના નિયમોથી તે વિરુદ્ધ હોવાથી તેનું સેવન એ સત્યથી પ્રતિકૂળ છે. જે કંઈ હાનિ કરે છે, તે સત્ય નથી, પણ અસત્ય છે. તારે બીડીઓની જરૂર જ નથી, કારણ કે તારા સઘળા વાંછિતાર્થ બીડીઓવિના તને મળે એમ છે. તને હવે બીડીની ઇચ્છા નહિ જ થાય. થોડા સમયમાં તું બીડીને પીવી તદન બંધ કરી દઇશ.' દિવસમાં વારંવાર આવા વિચારો પોતાના ભાઇપ્રતિ પ્રેર્યાં કરવાથી, ધીમે ધીમે બીડીઉપરનો તેનો પ્રેમ ઓછો થતો ગયો, અને થોડા સમયમાં તે કહેવા લાગ્યો કે બીડીઉપર હવે મને અત્યંત અણગમો ઉપજ્યો છે. પૂરા ત્રણ માસ થયા નહિ એટલામાં તો તેણે બીડી પીવી બીલકુલ છોડી દીધી.

લંડનના એક તેર વર્ષના છોકરાનો દાખલો પણ તેવો જ પ્રસિદ્ધ છે. આ છોકરાને તેની માને મારવાની અને તેના મોંઉપર, હાથઉપર અને ગળાઉપર ઉઝરડા ભરવાની દુષ્ટ ટેવ પડી હતી. સાત અઠવાડીયાંસુધી તેની માએ એક માનસોપચારકે બતાવેલા પૂર્વોક્ત વિધિપ્રમાણે તેનાં પ્રતિ વિચારનાં આંદોલનો પ્રેર્યાં, અને અંતમાં તે છોકરો તેની માઉપર પ્રેમ કરતો થયો.

પાશ્ચાત્ય દેશોમાં આવા દાખલા એક નહિ પણ અનેક બને છે. એક પતિપત્ની તેર માસસુધી એકબીજાસાથે અબોલાં રહ્યાં હતાં. આખરે સ્ત્રીના જાણવામાં માનસોપચારનો વિધિ આવ્યો, તેણે તે તેના પતિઉપર અજમાવ્યો, અને પુનઃ તેના પતિનો તેના ઉપર પ્રેમ થયો.

જો ઇચ્છેલો વિષય ન્યાયવાળો અને સિદ્ધ થવા યોગ્ય હોય છે, તો તીવ્ર ઇચ્છાથી પ્રેરેલાં વિચારનાં આંદોલનો વિજયી થયાવિના રહેતાં જ નથી. સઘળી ન્યાયવાળી, પ્રમાણિક અને પોતાના અધિકારની ઇચ્છાઓ વિચારનાં આંદોલનોવડે સિદ્ધ થઇ શકે છે.

સ્પષ્ટ કરવાની જરૂર નથી કે કોઇ મોહગ્રસ્ત મનુષ્ય કોઇ રાજાની કન્યાના મનને, વિચારનાં આંદોલનોવડે પોતાના પ્રતિ પ્રેમવાળું કરવા મથે, અથવા મનની અયોગ્ય ઇચ્છાથી કોઇ મનવાનનો પોતાના પ્રતિ પ્રેમ કરવા માનસોપચારથી પ્રયત્ન સેવે, તો તે સફળ થતો નથી. આવી પ્રવૃત્તિઓ જો સફળ થાય તો દુરાચરણી મનુષ્યો જગતમાં ભારે અવ્યવસ્થા કરી મૂકે;

## આ વર્ગથી પ્રકટતા લેખોસંબંધી સજ્જનોના ઉદ્ગાર.

. . . . આપનાં ગ્રંથોનાં કેટલાંક નાનાં પુસ્તકો વાંચવાને હું ઈશ્વરકૃપાથી ભાગ્યશાળી થયો છુ. અધ્યાત્મબળપોષકગ્રંથમાળાનો પ્રથમ અંક મને માગ એક હિતેચ્છુતરફથી મળેલ, તે વાંચી મારા મનને અસાધારણ અસર થઇ ગઇ છે. હું શુદ્ધ અંતઃકરણપૂર્વક ઈશ્વરપાસે પ્રાર્થના કરુછુ કે મને તે અમૂલ્ય પુસ્તક આપનાર ગૃહસ્થનું કલ્યાણ થજો કારણ કે તે પુસ્તકથી મને અલૌકિક આનંદ પ્રાપ્ત થયો છે. તેમ જ બીજાં પણ કેટલાંક પુસ્તકો જેવાં કે 'વિદ્યાર્થીનો સાચો મિત્ર,' 'બ્રહ્મચર્ય,' 'પ્રાતઃકાલ,' 'મહાકાલ' વાંચ્યાં, તેમાં પણ એવો આનંદ આવે છે કે તે ફરી ફરીને વાંચવા માટે મન લોભાય છે, તથા વખતો વખત વાંચ્યા છતાં પણ તેની રચનાથી મારું મન આનંદમાં લીન થઇ જાય છે, તથા ઉપર અભાવ થતો નથી.

આપના પુસ્તકોએ મારા અંતઃકરણમાં જાદુઇ અસર કરી છે; તેમ જ જેઓએ વાંચ્યાં હશે, અને વાંચશે તે સર્વને પણ તેવી અસર થવી જ જોઇએ, તે નિર્વિવાદ છે.

અધ્યાત્મબળપોષક ગ્રંથ જ્યારથી મેં વાંચ્યો છે ત્યારથી તેમાં દર્શાવેલી ક્રિયા હું સેવું અને તેથી મને ઘણો લાભ થયો છે તથા થાય છે.

તા. ૨૧-૪-૦૮ બુહાધાર. લિ. નર્મદાશંકર ગણપતરામ ઠાકર

. . . . મહાકાલ તથા બીજાં ચાર માસિકો વાંચતાં મને અતિ આનંદસાથે જે સુખ જાને થાય છે, તેનુ વર્ણન કરવું અશક્ય છે. સાકરનો સ્વાદ તે ખાનાર જ જાણે છે.

તા. ૨૭-૪-૦૮ મુંબઇ. **લિ. નાગરદાસ વિઠ્ઠલદાસ મિસ્રી.**

. . . . મહાકાલવિના મને એક ક્ષણ પણ આરામ મળતો ન હતો. આ નિર્જ ગ્યાનમા ખરા અંગત મિત્રની ગરજ તે જ સારે છે. એકવાર વાંચ્યા છતાં વારંવાર વાંચવા ઇચ્છા થયા કરે છે તૃપ્તિ થતી જ નથી એવો શું તેમાં મોહક ગુણ સમાયેલો છે કે તે દૈવી અસર મન અને શરીરઉપર થાય છે. આવા અનુપમ અને અદ્ભુત ચમત્કારવાળા પત્ર લેખકને લાખો ધન્યવાદ ઘટે છે.

તા. ૨૬-૧૨-૦૭ બીમકદા. લિ. વિક્રમરાય ઈશ્વરરાય મજમુંદાર.

. . . . . आपले कडील पांच अंक पोंचले; ते मननपूर्वक वाचून मा शारीरिक, व्यावहारिक, मानसिक, व आध्यात्मिक उन्नति होऊं लागली आ आपण असेच हितकारक लेख लिहावे अशी विनंती आहे.

ता. ७-४-०८ पावस. गंगाधर सदाशिव गोडबोले.

---

### અધ્યાત્મબલપોષકગ્રંથમાલા પ્રથમ અંક.

(રચનાર છોટાલાલ જીવનલાલ, મૂલ્ય રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦)

અધ્યાત્મબલ એ સર્વોપરિ બલ છે, એ સર્વ સ્વીકારે છે. તે બલ શી રીતે પ્રાપ્ત કરવું તે આ ગ્રંથમાં વર્ણવવામાં આવ્યું છે. આ બલ પ્રાપ્ત કરવાની ક્રિયા સામાન્ય બુદ્ધિમાન પણ સમજી શકે એવી રીતે લખવામાં આવી છે. આ ગ્રંથ વાંચતાં તમારી બુદ્ધિમાં તત્કાળ ઉંચો ફેરફાર થયા વિના રહેતો નથી. ગ્રંથમાં શ્રીનૃસિંહાચાર્યજીની સુંદર છબી મૂકવામાં આવી છે.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

## સાધનસમારંભ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની નામાવલિ.

| | | |
|---|---|---|
| એક ગ્રેપરસાંધક | | રૂ. ૫-૦-૦ |
| રા. રા. નરસિંહરામ લીલાધર પત્થરીવાળા (પિતાની સદ્ગતિનિમિત્ત) | નાગપુર | રૂ. ૨-૦-૦ |
| રા. રા. ચુનીલાલ વિઠ્ઠલદાસ | ઉંઝી | રૂ. ૫-૦-૦ |
| રા. રા. મગનભાઇ આશારામ ઓઝા. મોરબી મોટર કંપની | | રૂ. ૧૦-૦-૦ |
| રા. રા. નરોત્તમ નાગરજી દેસાઇ | આંત્રોલી | રૂ. ૫-૦-૦ |
| રા. રા. વકીલ ગોપાળજી હરખજી | ભાવનગર | રૂ. ૫-૦-૦ |
| રા. રા. મણિલાલ ચુનીલાલ (પત્નીની સદ્ગતિનિમિત્ત) | અમદાવાદ | રૂ. ૫-૦-૦ |
| રા. રા. અબાલાલ સાંકળચંદ (પિતાની " ") | આત્રસુંબા | રૂ. ૫-૦-૦ |
| બાઇ ફુલમા (પુત્રીની સદ્ગતિનિમિત્ત) | મહુવા | રૂ. ૨૦-૦-૦ |
| રા. રા. ડોસાભાઇ રતનજી | દ્વારકા | રૂ. ૫-૦-૦ |
| રા. રા. મૂળચંદ હરજીવન | શિન. | રૂ. ૫-૦-૦ |
| રા. રા. માણેકલાલ જગનાદાસ (પોતાની પુત્રી બહેન તાપીની સદ્ગતિ નિમિત્ત) | સુરત | રૂ. ૪-૦-૦ |
| રા. રા. નાથાલાલ માધવજી. | અમદાવાદ | રૂ. ૪-૦-૦ |
| રા. રા. તનસુખરામ મનસુખરામ (પોતાના વિદેહમુક્ત પૂજ્ય પિતૃશ્રી શ્રીયુત મનસુખરામ સૂર્યરામની અંતિમ ઇચ્છાનુસાર) | મુંબાઇ | રૂ. ૨૧-૦-૦ |
| એક સજ્જન | | રૂ. ૨૫-૦-૦ |
| રા. રા. મણિશંકર પુરુષોત્તમ રાવળ (પિતામહી નંદુમાની સદ્ગતિનિમિત્ત) | લીમડી | રૂ. ૫-૦-૦ |
| રા. રા. નાથાભાઇ શામળભાઇ (પોતાના ભાઇ શંકરભાઇ શામળભાઇની સદ્ગતિનિમિત્ત) | ઓડ | રૂ. ૨-૦-૦ |
| રા. રા. દેસાઇ ડાહ્યાભાઇ લલ્લુભાઇ (ચિ. હરિભાઇનાં લગ્નનિમિત્ત) | આંતરોલી | રૂ. ૩-૦-૦ |
| રા. રા. દીક્ષિત મોહનલાલ ગીરધરલાલ (પોતાના પુત્રની સદ્ગતિનિમિત્ત) | વડોદરા | રૂ. ૫-૦-૦ |
| રા. રા. મગનભાઇ માધુભાઇ દેસાઇ (પોતાના પુત્રના ઉપવિતનિમિત્ત) | પેટલાદ | રૂ. ૨-૦-૦ |
| રા. રા. ભાઇચંદ ગોવર્ધન (ચિ. મોહનલાલ ભાઇચંદની સદ્ગતિનિમિત્ત) | નડીયાદ | રૂ. ૪-૦-૦ |

---



---




रूप (पुस्तक) २०—वैशाख कृष्ण० १४. संवत् १९६४. दर्शन (अंक) ७.

॥ ॐ श्रीँ ॥

# सन्मतिअर्थे इष्टने अभ्यर्थना.

પદ. ( મેં તો પુજન ચલી હનુમાનકું–એ લય. )

આજે આપો હે નાથ મને સન્મતિ, હાં હાં રે આજે૦
આપો મને સન્મતિ, કાપો આ મારી દુર્મતિ, આપો૦

ભવદવથી હું ત્રાસી શરણુ હું આવ્યો, નિરખો દયાથી રંકના પ્રતિ,
કોઇ ઉપાયે મને શાંતિ ન ભાસે, થાકયો છું પુરો પ્રભો હું મથી:
ઇંદ્રિયવેગ કે મનતણા વેગો, રોકયા મારાથી રોકાતા નથી.
કેમ કરી ટાળું આ વિષયની પ્રીતિ, પ્રકટાવું શી રીતે ઉપરતિ.
વિવેક ન જાગે વિરાગ ન જાગે, જાગે ન આપમાં સાચી રતિ.
રજ તમ દબાતા ના, સત્ત્વ ન વધતો, નિત થતી આયુષ્યની ક્ષતિ.
અનુગ્રહ જો ન કરશો નાથ હવે તો, દિન દિન થાવી બુરી ગતિ.
નરહરિનાથ ધાજો વ્હારે શિશુની, ગાંડી ઘેલી આ સુણી વિનતિ.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૦૬ થી. )

समाकर्षात् ॥ १५ ॥

**સૂત્રાર્થ**—પ્રકૃત સત્ય, જ્ઞાનાદિસ્વરૂપ પરમાત્માનું ત્યાં ત્યાં સમાકર્ષણ છે તેથી.

આ સૂત્રથી એ કહ્યું કે પૂર્વપક્ષીએ જગતના કારણના સંબંધમાં વિપ્રતિપત્તિ જણાવવા કહ્યું હતું કે **असद्वा इदमग्र आसीत्** એ શ્રુતિમાં જગતનું કારણ નિરાત્મક અસત્ દર્શાવ્યું છે. પણ એ ખોટું છે કેમકે એ ઉપનિષદની સમાલોચના કરતાં એવું જણાતું નથી. એ ઉપનિષદમાં **असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत्, अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः**—બ્રહ્મ અસત્ છે એમ કહેનાર અને માનનાર પોતે જ અસત્ છે, બ્રહ્મ સત્ છે એમ જે જાણે છે તે જ પુરુષ પોતે છે એમ વિદ્વાનો જાણે છે—આ વાક્યથી અસદ્વાદનું નિરાકરણ કર્યું છે અને બ્રહ્મ સદ્રૂપ છે એ નિર્ધારણ કરી પછી અન્નમયાદિ કોશપરંપરાનું પ્રતિપાદન કરી એ બ્રહ્મ પ્રત્યગાત્મરૂપ છે એમ એ ઉપનિષદે નિર્ણય જણાવ્યો છે અને **सोऽकामयत**—એ પરમાત્માએ સંકલ્પ કર્યો ઇત્યાદિવડે એ જ પ્રકૃત પરમાત્માનો સઃથી પરામર્શ કરી એમનામાંથી વિવિધ પ્રકારની સૃષ્ટિ થાય છે તે જણાવી **तत् सत्यमित्याचक्षते**—તે સત્ય છે એમ કહે છે એ પ્રકારે ઉપસંહાર કરી **तदप्येष श्लोको भवति**—આ ઉપર આ શ્લોક છે—એમ એ પ્રકૃત અર્થના સંબંધમાં જ આ શ્લોક છે એમ સૂચવી આ વાક્ય કહેવામાં આવ્યું છે કે **असद्वा इदमग्र आसीद्** તેથી જો આ વાક્યમાં નિરાત્મક અસત્ કહેવાનો ભાવ હોય તો સત્નું પ્રકરણવશાત્ સમાકર્ષણ છે અને તેના સમર્થનમાં અસત્નું પ્રતિપાદન છે એમ અસંબદ્ધપણું આવે છે. તેથી **असत्**નો અર્થ નિરાત્મક અસત્ નથી. પણ જગતમાં સાધારણ રીતે જેનાં નામરૂપ વ્યાકૃત થયેલાં છે તેવી વસ્તુ સત્ કહેવાય છે તેથી નામરૂપ અવ્યાકૃત હોય તે દશાવાળી વસ્તુ અસત્ કહેવાય. આમ હોવાથી જગતની ઉત્પત્તિ પૂર્વે નામરૂપનું વ્યાકરણ નહિ હોવાથી, બ્રહ્મ તે સમયે પણ સત્ જ છે છતાં, અસત્ જેવું છે એમ ઉપચારથી કહેવામાં આવ્યું છે. **असदेवेदमग्र आसीत्**—એ છાંદોગ્ય વાક્યમાં પણ આજ યોજના છે કેમકે, ત્યાં પણ **तत् सदासीत्** એમ એ અસત્ને જ સત્ કહી વર્ણન કર્યું છે. જો **असत्**નો અર્થ અસત્તાભાવ લેવાય તો આ વાક્યમાં **तत्** કહ્યું છે તે સર્વનામથી કોનું સમાકર્ષણ કરાય ? **तद्धैक आहुरसदेवेदमग्र आसीद्**—એ શ્રુતિ વાક્યમાં एके કોઇ—કહ્યું છે તેનો અર્થ એવો નથી કે બીજી કોઇ શ્રુતિ આમ માને છે અને તેથી આ એકદેશીય મત અત્ર જણાવ્યો છે, કેમકે ક્રિયામાં જેમ વિકલ્પ હોય છે તેમ વસ્તુમાં વિકલ્પ હોતો નથી. તેથી શ્રુતિસિદ્ધ જે સત્પક્ષ તેની દૃઢતા કરવા અર્થે જ આ મંદમતિથી પરિકલ્પિત જે અસત્પક્ષ તેનો ઉપન્યાસ કરી નિરાકરણ કર્યું છે.

**तद्धेदं तर्ह्यव्याकृतमासीत्**—એ વાક્ય પણ કર્તા વિના જ જગતનું સ્વભાવથી વ્યાકરણ થયું છે એમ જણાવતું નથી કેમકે **स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः**—એ પરમાત્મા નખના અગ્રસુધી અહિં પ્રવેશી રહેલા છે. એ વાક્યમાં, કર્તાનું જ વ્યાકૃત કાર્યમાં પ્રવેશ કરનાર રૂપે સમાકર્ષણ છે. જો પ્રથમ વાક્યમાં કર્તા વિના જ વિશ્વનું વ્યાકરણ છે એમ સ્વીકારવામા

આવે તો ત્યાર પછીનું પ્રકૃતને સ્થાને આવનાર સઃ એ સર્વનામ તેવડે કોનો પ્રવેશ જણાવાય ? पश्यंश्चक्षुः शृण्वन् श्रोत्रं मन्वानो मनः જુએ છે ત્યારે તે ચક્ષુઃ કહેવાય છે, સાંભળે છે ત્યારે શ્રોત્ર અને મનન કરે છે ત્યારે મન– એ શ્રુતિમાં શરીરમાં પ્રવિષ્ટ થએલો આત્મા ચેતન છે એમ જણાવ્યું છે તેથી શરીરમાં પ્રવેશ કરનાર જે સઃ સર્વનામથી બોધ્ય તે ચેતન આત્મા જ છે અને તે જ કર્તા છે, વળી જેમ હાલ નામરૂપવડે વ્યાકરણતાને પામતું જગત્ કર્તાવડે જ વ્યાકરણ કરાય છે તે જ પ્રમાણે આદિસર્ગમાં પણ હોવું જોઇએ એ અનુમાનથી સમજાય છે કારણ કે દૃષ્ટને અનુસરી અદૃષ્ટની કલ્પના થાય છે અને દૃષ્ટથી વિપરીત કલ્પના અનુપપન્ન છે. અન્ય શ્રુતિ પણ अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि—આ જીવાત્મારૂપે પ્રવેશી નામરૂપનું હું વ્યાકરણ કરૂં એમ જગતની વ્યાક્રિયા ( વ્યાકરણ ) કર્તાવડે જ થાય છે એમ દર્શાવે છે. व्याक्रियते એ શ્રુતિનું જે પદ છે તે, જેમ लूयते केदारः ખેતર કપાય છે એ વાક્યમાં કાપણી કરનાર માણસ છે છતાં તે એટલી સહેલથી કાપણી કરે છે કે જાણે ખેતર પોતાની મેળે જ કપાતું હોય તેવું ભાન થાય છે તેમ, પરમેશ્વરરૂપ વ્યાકરણકર્તા છે છતાં તેમની સહેલ દર્શાવવા જ વપરાયલું છે અથવા તો જેમ गम्यते ग्रामः ગામમાં તે જાય છે–એ વાક્યમાં કર્મવાચક પ્રત્યય ધાતુને લગાડવામાં આવ્યો છે તેમ કર્તાની અપેક્ષા રાખી જ व्याक्रियते એમાં કર્મ પ્રત્યય લગાડવામાં આવ્યો છે. તાત્પર્ય કે એ પદ પણ કર્તાની નિરપેક્ષતા દર્શાવનાર નથી. તેથી સર્વ ઉપનિષદો જોતાં કોઇ પણ સ્થળે કર્તાના સંબંધમાં વિપ્રતિપત્તિ નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ અધિકરણ સમાપ્ત કરી અન્ય અધિકરણ શ્રીસૂત્રકાર રચે છે.

जगद्वाचित्वात् ॥ १६ ॥

**સૂત્રાર્થઃ**—જગતનો વાચક ( કર્મ એ શબ્દ )છે તેથી પરમાત્મા જ વેદિતવ્યરૂપે ઉપદિષ્ટ છે.

કૌષીતકિબ્રાહ્મણમાં બલાકાના પુત્રરૂપ બાલાકિ નામના બ્રાહ્મણ અને અજાતશત્રુ નામના રાજાનો સંવાદ છે ત્યાં કહ્યું છે કે यो वै बालाक एतेषां पुरुषाणां कर्ता यस्य वै तत् कर्म स वै वेदितव्यः ( कौ. ब्रा. अ. ४ ॥ क. १९ ) હે બાલાકિ! જે એ પુરુષોનો કર્તા છે અને જેનું આ કર્મ છે તે વેદિતવ્ય છે. આ અધિકરણનું આ વિષયવાક્ય છે. એમાં સંશય થાય છે કે એમાં જીવ વેદિતવ્ય કહેલ છે, કે મુખ્ય પ્રાણ, કે પરમાત્મા ?

અહિં પૂર્વપક્ષ એક તો એ પ્રાપ્ત થાય છે કે यस्य वैतत् कर्म એમ કહ્યું છે તેથી મુખ્ય પ્રાણ વિવક્ષિત છે કેમકે પરિસ્પન્દરૂપ કર્મ મુખ્ય પ્રાણને આશ્રયે રહેલું છે તેથી મુખ્ય પ્રાણનું એ કહેવાય તેમ છે. વળી વાક્યશેષમાં अथाऽस्मिन् प्राण एवैकधा भवति-પછી આ પ્રાણમાં એકરૂપ થઇ રહે છે–આ વાક્ય છે અને તેમાં મુખ્ય પ્રાણવાચક પ્રાણ શબ્દનું શ્રવણ છે. यो एतेषां पुरुषाणां कर्ता–એ વાક્યાંશ પ્રાણમાં પણ લાગે છે કેમકે પૂર્વે બાલાકિએ आदित्ये पुरुषः चन्द्रमसि पुरुषः—આદિત્યમાં રહેલો પુરુષ, ચંદ્રમાં રહેલો પુરુષ–ઇત્યાદિ વાક્યોથી જે વિવિધ પુરુષો દર્શાવ્યા છે તે સર્વેનો (એષાં) પ્રાણ કર્તા છે કેમકે જે આદિત્યાદિ દેવરૂપ સર્વ પુરુષો પ્રાણની જે અવસ્થા વિશેષ છે, સૂત્રાત્મક પ્રાણના વિકારરૂપ છે. कतम एको देव इति, प्राण इति स ब्रह्मेत्याचक्षते-તે એક દેવ તે કોણ, તે પ્રાણ

અને તેને બ્રહ્મ કહે છે—એ અન્ય શ્રુતિ સૂત્રાત્મક પ્રાણને જ કારણરૂપે વર્ણે છે. તેથી પ્રસ્તુત વાક્યમાં પ્રાણ વેદિતવ્ય છે, એ એક પૂર્વપક્ષ નિકળે છે.

દ્વિતીય પૂર્વપક્ષ એ નીકળે છે કે અહિં જીવ વેદિતવ્યરૂપે વિવક્ષિત છે. કેમકે **यस्य वैतत् कर्म** એ વાક્યમાં કર્મનો અર્થ ધર્માધર્મરૂપ કર્મ લેવાથી એ કર્મ જીવનું થઈ શકે છે, અને ભોગના સાધનભૂત આદિત્યાદિ પુરુષોપ્રતિ જીવ ભોક્તા હોવાથી કર્તા થઈ શકે છે. વાક્યશેષમાં જીવને જણાવનાર લિંગ (હેતુ) છે. કેમકે આ પુરુષોનો કર્તા કે જે વેદિતવ્ય અત્ર કહ્યો છે તેના જ્ઞાનમાટે આવેલા બાલાકિને તેનો બોધ કરતા શ્રીઅજાતશત્રુએ સુપ્ત પુરુષને બોલાવ્યો છે અને તે સુપ્ત હોવાથી તેણે બૂમ સાંભળી નથી તેથી પ્રાણાદિ કે જે સુપ્તદશામાં પણ જાગ્રત્ હતા તે ભોક્તા નથી એમ સિદ્ધ કર્યું છે અને પછી તે જ સુપ્ત પુરુષને લાકડી મારી એટલે તે ઉઠીને ઉભો થયો તેથી પ્રાણાદિથી વ્યતિરિક્ત જીવ તે ભોક્તા છે એમ સમજાવ્યું છે. તેમ પરસ્તાત્ પણ જીવસૂચક લિંગ છે કે **तद्यथा श्रेष्ठी स्वैर्भुक्ते यथा वा स्वाः श्रेष्ठिनं भुंजन्त्येवमेवैष प्रज्ञात्मैतैरात्मभिर्भुक्ते, एवमेवैते आत्मान एतमात्मानं भुंजान्ति ( कौ. ब्रा. अ. ४ क. २० )** જેમ શ્રેષ્ઠી સંબંધીઓવડે આણેલા પદાર્થોને ભોગવે છે અને સંબંધીઓ શ્રેષ્ઠીવડે અપાતા પદાર્થોને ભોગવે છે તેમ આ પ્રજ્ઞાત્મા (જીવ) આદિત્યાદિવડે આણેલા પદાર્થોને ભોગવે છે અને એ અન્ય દેવો જીવોવડે અપાતા હવિઆદિને ભોગવે છે. (અહિં ભોક્તૃત્વનું જે પ્રતિપાદન તે ભોક્તા જીવને સૂચવે છે; પરમાત્મા ભોક્તા નહિ હોવાથી તેમને સૂચવતું નથી.) જે પ્રાણનાં સૂચક લિંગો બતાવ્યાં છે તે પણ આ પક્ષમાં સમીચીન ઠરે છે કેમકે જીવશબ્દ પ્રાણધારણરૂપ અર્થવાળા **जीव्** ધાતુપરથી આવે છે તેથી જીવ પ્રાણભૂત છે તેથી જીવને પ્રાણશબ્દ લગાડતાં અડચણ નથી. માટે અહિં જીવ વેદિતવ્ય છે એ બીજો પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે. તેથી આ બે પૂર્વપક્ષનું તાત્પર્ય એ ઠર્યું કે અહિં જીવ તથા પ્રાણના સૂચક શબ્દો છે તેથી એ બેમાંથી એકનું ગ્રહણ કરવું અને પરમાત્માના સૂચક લિંગ નહિ હોવાથી પરમાત્માનું ગ્રહણ નહિ કરવું.

આ પ્રમાણેના પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત કર્યો કે આ સંવાદનો ઉપક્રમ જોતાં આ આદિત્યાદિમાં રહેલા પુરુષોના કર્તા તે પરમાત્મા જ છે અને ઇતર કોઇ નથી. ઉપક્રમ એવો છે કે બાલાકિ અજાતશત્રુ પાસે જાય છે અને **ब्रह्म ते ब्रवाणि** એમ કહી હું તમને બ્રહ્મ શું તે શીખવું એમ કહે છે. અને પછી આદિત્યાદિમાં રહેલા, મુખ્ય બ્રહ્મ નહિ એવા પુરુષો બ્રહ્મરૂપ વર્ણવી છાનો બેસે છે ત્યારે તેને અજાતશત્રુ 'હું તમને બ્રહ્મ શીખવું' એ પ્રકારે ધૃષ્ટતાભરેલું કહેવા માટે ઠપકો આપે છે અને એ પુરુષોનો કર્તા તે વેદિતવ્ય છે એમ પોતે જણાવે છે. હવે જો આ કર્તા પણ પ્રાણ અથવા જીવ લઇએ તો એ પણ મુખ્ય બ્રહ્મ નથી તેથી ઉપક્રમનો સ્પષ્ટ રીતે બાધ આવે છે માટે એ કર્તા તે અવશ્ય પરમાત્મા જ હોઇ શકે, અને અન્ય નહિ. વળી આદિત્યાદિમાં રહેલા પુરુષોનો સ્વતંત્ર કર્તા પરમાત્માથી અતિરિક્ત કોણ હોય? એ પુરુષોનું સ્વતંત્ર કર્તૃત્વ તે પરમાત્માનો જ ગુણ છે અને અન્યનો નથી. તે જ પ્રમાણે **यस्य वैतत् कर्म** એ વાક્યમાં પણ કર્મવડે પરિસ્પન્દરૂપ કર્મ કે ધર્માધર્મરૂપ કર્મ લેવાય તેમ નથી, કારણ કે એ બંનેમાંથી કોઇ પણ પ્રકરણપ્રાપ્ત નથી અને કોઇ શબ્દનો અર્થ પણ એવો નથી. પૂર્વપક્ષી જો કહે કે અહિં પુરુષો પ્રકૃત છે અને તેથી કર્મ શબ્દવડે એ પુરુષોનું ગ્રહણ કરો તો કેમ? તો એ ચાલે તેમ નથી, કારણ કે તેમ લેતાં 'જે પુરુષોનો

કર્તા છે' એ વાક્યમાં અર્થ કહ્યો તે જ અર્થ **यस्य वैतत् कर्म** એ વાક્યમાં પણ કહેલો ઠરે તો પુરુષોનું કર્તૃત્વ કહેવાઇ ગયેલું છતાં તેને પાછું શામાટે શ્રુતિ કહે ? અર્થાત્ આ **यस्य०** એ વાક્ય જ નિરર્થક ઠરે તેમ છે; વળી આ વાક્યમાં જે **एतत्** પદ છે તે નપુંસક લિંગમાં અને એકવચનમાં છે અને **पुरुषाणां** તો પુંલિંગ અને બહુવચન છે તેથી પણ **एतत्** શબ્દથી પુરુષોનો પરામર્શ થઇ શકે નહિ. પુરુષોને ઉત્પન્ન કરનાર જે કર્તૃવ્યાપાર–ઉત્પાદન તે, અથવા એ વ્યાપારના ફલરૂપ પુરુષજન્મ એ બેમાંથી કોઇ અર્થ પણ કર્મશબ્દનો લેવાય તેમ નથી કારણ કે ક્રિયા અને ફલવિના કર્તૃત્વ હોતું જ નથી તેથી પૂર્વભાગમાં " આ પુરુષોનો કર્તા છે " એમ કહેવામાં જ એ અર્થ તો આવી જાય છે. તેથી પરિશેષાત્ **एतत्** એટલે આ, એટલે પ્રત્યક્ષ અને સંનિહિત જે આખું જગત્ તે, **क्रियते इति कर्म** એ વ્યુત્પત્તિથી, જેનું કર્મ છે એવો અર્થ જ આ વાક્યનો લેવો જોઇએ અર્થાત્ આ સૂત્રમાં કહ્યા પ્રમાણે **एतत्** શબ્દ જગતનો વાચક લેવો જોઇએ. પૂર્વપક્ષી કહેશે કે જેમ ચલન અને ધર્માધર્મ એ અપ્રકૃત છે તેમ જગત્ પણ અહિં અપ્રકૃત છે તો પછી જગત્ શામાટે લેવું અને આ બેમાંથી કોઇ શામાટે ન લેવું ? એનું ઉત્તર એ કે આ ત્રણે અપ્રકૃત છે એ સત્ય છે છતાં **एतत्** શબ્દ સાધારણ રીતે સંનિહિત પ્રત્યક્ષ વસ્તુનો વાચક છે. એ પ્રત્યક્ષ સંનિહિત વસ્તુ કોઇ અમુક જ લેવાની છે એમ વિશેષ જ્યાં કરવો હોય ત્યાં પ્રકરણની જરૂર રહે છે પણ જ્યાં સામાન્યપણે સર્વ પ્રત્યક્ષ સંનિહિત વસ્તુ લેવાની છે ત્યાં પ્રકરણની અપેક્ષા રહેતી નથી. તેથી ત્રણે અપ્રકૃત છે. જગતનું ગ્રહણ કરવું એ સામાન્યપણે સર્વ પ્રત્યક્ષ સંનિહિતનું ગ્રહણ કરવાનું છે તેથી એમાં પ્રકરણની અપેક્ષા રહેતી નથી અને પ્રાણ કે જીવરૂપ કોઇ વસ્તુવિશેષનું ગ્રહણ કરવાનું હોય તો તેમાં અપેક્ષા રહે છે. માટે **एतत्**નો અર્થ જગત્ થાય છે અને ઇતર થતો નથી. **एतेषां पुरुषाणां कर्ता** એ વાક્યમાં જગતના એક ભાગરૂપ જે આ આદિત્યાદિસ્થ પુરુષો તેના કર્તા પરમાત્મા છે એમ કહ્યું તેથી એ પુરુષોના જ નહિ પણ આખા વિશ્વના કર્તા છે, એમ સામાન્ય કહેવામાટે ઉત્તર વાક્યની **यस्य वैतत् कर्म** એ વાક્યની જરૂર રહે છે, અને તેથી એ અર્થ થયો કે જે આ પુરુષોના કર્તા છે અથવા એટલું જ શા માટે કહેવું ? જેનું આખું વિશ્વ જ કર્મ છે તે વેદિતવ્ય છે. આ વાક્યમાં જે **वा** શબ્દ છે તે જગતના એક ભાગરૂપ જે આ પુરુષો તેનું જ કર્તૃત્વ પરમાત્મામાં છે એ અર્થની વ્યાવૃત્તિ કરે છે. **यस्य वैतत् कर्म** કહ્યા છતાં **एतेषां पुरुषाणां कर्ता** એ કહેવાની જરૂર રહે છે કેમકે બાલાકિએ એ પુરુષો બ્રહ્મ છે એમ કહ્યું છે તે ખોટું છે અને એ પુરુષો તો બ્રહ્મના કાર્યરૂપ છે માટે મુખ્ય બ્રહ્મરૂપ નથી એ બાલાકિને સ્પષ્ટ કરવાનું છે, તાત્પર્ય કે બ્રાહ્મણપરિવ્રાજકન્યાયને અનુસરી સામાન્યવિશેષજગતના કર્તા વેદિતવ્ય છે એ અત્ર કહેલું છે અને તે પરમાત્મા જ છે કેમકે સર્વ વેદાન્તમાં આખા જગતના કર્તા પરમાત્મા છે એ જ નિર્ણય કર્યો છે.

આ પ્રમાણે આ સૂત્રથી સિદ્ધાન્ત દર્શાવ્યો પણ પૂર્વપક્ષીએ જે વાક્યશેષમાં રહેલાં પ્રાણલિંગ અને જીવલિંગ બતાવ્યાં છે તેનો પરિહાર કરવો અવશિષ્ટ છે તે હવે શ્રીસૂત્રકાર કરે છે.

जीवमुख्यप्राणलिंगान्नेति चेत्तद् व्याख्यातम् ॥ १७ ॥

સૂત્રાર્થઃ—જીવ તથા મુખ્ય પ્રાણનાં લિંગો ( વાક્યશેષમાં છે તેથી પરમાત્માનું ગ્રહણ ) નહિ ( કરવું ) એમ કોઇ કહે તો તેનું ઉત્તર કે એનું સમાધાન આપી ગયા છીએ.

આ સૂત્રમાં એ કહ્યું કે વાકયશેષમાં મુખ્ય પ્રાણનાં તથા જીવનાં લિંગો છે માટે એ બેમાંથી કોઈનું વેદિતવ્યરૂપે અત્ર ગ્રહણ કરવું અને પરમાત્માનું ગ્રહણ નહિ કરવું ઉચિત છે એવું જે પૂર્વપક્ષીએ કહ્યું છે તેનું ઉત્તર સૂત્ર ૧–૧–૩૧ માં આપી દીધું છે. ત્યાં કહ્યું છે કે એ પ્રકારે લેતાં જીવોપાસના, પ્રાણોપાસના અને બ્રહ્મોપાસના એમ ત્રણ ઉપાસનાની અત્ર પ્રાપ્તિ થશે, કેમ-કે ત્રણેનાં સૂચક ચિહ્નો છે પણ એ ઉચિત નથી, કારણ કે ઉપક્રમ અને ઉપસંહાર જોતાં આ પ્રકરણ બ્રહ્મવિષયક છે એ નિર્ણય થાય છે, ત્યાં ઉપક્રમ બ્રહ્મપર છે એ તો ગયા સૂત્રની વ્યાખ્યામાં દર્શાવ્યું છે ઉપસંહારમાં પણ **सर्वान् पाप्मनोऽपहत्य सर्वेषां च भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्येति य एवं वेद**—જે આમ જાણે છે–ઉપાસે છે–તે સર્વ પાપોને દૂર કરી સર્વ ભૂતોમાં ગુણવડે આધિકયરૂપ શ્રેષ્ઠતાને પામે છે તથા સર્વનો નિયન્તા થઈ રહે છે અને પોતે કોઈનો નિયમ્ય રહેતો નથી અર્થાત પરતંત્રતા છોડી કેવલ સ્વતંત્ર થાય છે. આ પ્રકારે નિરતિશય ફળનું શ્રવણ છે તેથી એ પણ આ પ્રસંગ બ્રહ્મવિષયક છે એમ જણાવે છે. અહીં કોઈને જિજ્ઞાસા થશે કે જ્યારે સૂત્ર ૧–૧–૩૧ ના ન્યાયથી જ અહીં પરિહાર છે ત્યારે તે અધિકરણથી જ આ વાકયના અર્થનો નિર્ણય થઈ જાય છે તો પછી આ અધિકરણ પૃથક્ શા માટે કર્યું હશે. એનું ઉત્તર એ કે તે અધિકરણથી આનો નિર્ણય થતો નથી, કેમ-કે **यस्य वैतत् कर्म** એ વાકયના અર્થનો ત્યાં નિર્ણય થયો નથી અને તેથી જ ગયા સૂત્રમાં **जगद्वाचित्वात्** કર્યું છે. આથી અહિં એ વાકયથી જીવ અને પ્રાણની આ શંકા પુનઃ ઉત્પન્ન થતાં તેની નિવૃત્તિ કરી છે, તેથી પૃથક્ અધિકરણનો આરંભ સાર્થક છે.

આ પ્રમાણે ઉપક્રમાદિ જોતાં બ્રહ્મવિષયતાનો નિર્ણય થાય છે અને તેમાં પ્રાણાદિનાં લિંગો પ્રતિકૂલ નથી. બ્રહ્મવિષયમાં પ્રાણશબ્દ અન્યત્ર પણ વપરાયેલો છે. **प्राणबन्धनं हि सोम्य मनः** એ શ્રુતિમાં પ્રાણનો અર્થ બ્રહ્મ છે, તેથી પ્રાણ શબ્દનો પ્રયોગ આ પ્રકરણનો બ્રહ્મમાં સમન્વય કરવામાં વિરોધી નથી. જીવનાં લિંગો છે તે પણ વિરોધી નથી કારણ કે જીવ બ્રહ્મથી અભિન્ન જ છે તેથી એ અભેદને લઈને એ લિંગોનો પરિહાર થઈ શકે છે.

આ સંબંધમાં શ્રીજૈમિનિઆચાર્યનો અભિપ્રાય શ્રીસૂત્રકાર જણાવે છે.

( અપૂર્ણ )

---

# अनुभवी ज्ञानवान्ने अज्ञानी जीवो ओळखवा समर्थ नथी.

પદ. ( અકલિત છે ગતિ નાનની–એ લય. )

અકલિત ને અતુલિત છે, મુજ સ્વરૂપ ન્યારૂં રે,
સ્વરૂપ ન્યારૂં રે, ન જાણે જગ બિચારૂં રે, અકલિત૦
બહિર્ ભીતરમાંહિ જુદાં રૂપ હું ધારૂં રે;
તે નાણી ના શકનાર, ગોથાં ખાય હજારૂં રે, અકલિત૦
કરૂં વિવિધ પ્રવૃત્તિઓ, નાટકપાત્રો જેમ,
અધિક વેષ હું ધારતો, જીવ મુઝાતો તેમ.
ન કળી શકે આ સાચું કે ઉપરનું છારૂં રે, અકલિત૦

બાહ્યાચરણો જોઈને, કહે અજ્ઞાની મૂઢ,
સદ્વિવેકી અંતર લહી, ગણતા જ્ઞાની ગૂઢ.
કરતા જનો અનુમાન કાં,–સારૂં નઠારૂં રે, અકલિત૦
વિષયી મુજને કો લહે, કોઇ દુઃખી ને દીન,
વિવિધ કામનાયુકત હું, જુએ સદા મતિહીન.
કરે તર્ક મતિઅનુસાર જોઈ, સુખ મલકાય મારૂં રે, અકલિત૦
ક્રોધી લોભી કપટી ને, આડંબર ધરનાર,
વિવેકી જ્ઞાને શૂન્ય ને, સઉ કોને છલનાર,
વિપરીત અનુમાનો કરે, કયાં કયાં સંભારૂં રે, અકલિત૦
બાહ્ય પ્રવૃત્તિથી નથી, મુજ સ્વરૂપસંબંધ,
શંકાશીલ ભ્રમથી રહે, થઇ મોહવશ અંધ,
અજ્ઞાનવશ તે જનપ્રતિ, કરુણા પ્રસારૂં રે; અકલિત૦
નિર્મલ હૃદયાન્વિત જનો, લહેતા મુજને શુદ્ધ,
ભ્રમમાં પડે ન જોઈને, મુજ પ્રવૃત્તિ વિરુદ્ધ,
શ્રદ્ધાલુને મુજરૂપ ગણી, તે પર હું વારૂં રે, અકલિત૦
હૃદયકમલ જેનું ખીલ્યું, જેનું ગયું અજ્ઞાન,
તેની પ્રવૃત્તિથકી; મુઝાય મહામતિમાન,
(તેથી) ન વિવેકીએ કરવું ઘટે, અનુમાન ખારૂં રે; અકલિત૦
જ્ઞાની કે અજ્ઞાનીની, કરૂં પ્રવૃત્તિ ન કોઇ,
વ્યર્થ જીવો આરોપતા; કર્તા મુજને જોઈ,
કર્તા અકર્તા હું નથી, એ કેમ વિસારૂં રે; અકલિત૦
મુજમાં મહેશમાં નથી, સ્વરૂપસ્થિતિએ ભેદ,
મહેશ ને મુજ સ્વરૂપને, અતર્કય કહેતા વેદ,
ઉપેન્દ્ર કરુણાપાત્ર ઉરે, (મુજ) સત્યરૂપ ઉતારૂં રે; અકલિત૦

---

# श्रीसद्‌गुरु कोण होइ शके ? गृहस्थ के संन्यासी ?

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૦ થી )

એ આજ્ઞાનુસાર બ્રહ્મવિદ્યાના અધિકારીઓ જ્યારે વેદાન્તશ્રવણાદિ કરે છે ત્યારે તેને બ્રહ્મજ્ઞાન, તત્વજ્ઞાનઆદિ શબ્દોથી વ્યવહારાતું જ્ઞાન થાય છે. એ જ્ઞાન તથા એને પામેલા મહાત્માની સ્થિતિઆદિના સ્વરૂપને જણાવવા વેદાન્તશાસ્ત્ર જ્ઞાનની સાત ભૂમિકા વર્ણન કરે છે. વેદાન્તસિદ્ધાન્તાદર્શમાં એ સંબંધમાં જણાવ્યું છે કે

भूमयः सप्त तद्वत्स्युर्ज्ञानस्योक्ता महर्षिभिः ॥ १९० ॥

शुभेच्छा तु तत्राद्या ज्ञानभूमिः प्रकीर्तिता ।
विचारणा द्वितीया तु तृतीया तनुमानसा ॥ १९१ ॥
सत्त्वापत्तिश्चतुर्थी स्यादसंसक्तिश्च पंचमी ।
पदार्थाभावनी षष्ठी सप्तमी चाथ तुर्यगा ॥ १९२ ॥

**ભાવાર્થ:**—જેમ બીજા જાગ્રતઆદિ સાત અજ્ઞાનની ભૂમિકા છે તે પ્રમાણે જ્ઞાનની પણ સાત ભૂમિકા મહર્ષિઓએ કહેલી છે અને તે અનુક્રમે આ છે: (૧) શુભેચ્છા, (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્ત્વાપત્તિ, (૫) અસંસક્તિ, (૬) પદાર્થાભાવની અને (૭) તુર્યગા. આ જ ગ્રંથની ટીકામાં આ સાતેનાં સ્વરૂપ આ પ્રમાણે જણાવ્યાં છે:-

(૧) શુભેચ્છા: **नित्यानित्यवस्तुविवेकादिपुरःसरा फलपर्यवसायिनी मोक्षेच्छा शुभेच्छा**—નિત્યાનિત્યવસ્તુવિવેક, વિરાગઆદિની સિદ્ધિ થઈ, ફલમાં પર્યવસાન પામનારી મોક્ષની ઇચ્છા અર્થાત્ મુમુક્ષુતા. વિવિદિષા, મોક્ષની તીવ્ર ઇચ્છા તે શુભેચ્છા છે.

(૨) વિચારણા:-**गुरुमुपसृत्य वेदान्तवाक्यविचारात्मकश्रवणमननात्मिका वृत्तिः सुविचारणा**—શ્રીસદ્ગુરુપાસે જઈ વેદાન્તનાં વાક્યનો વિચાર કરવારૂપ જે શ્રવણ તથા મનન તેરૂપ જે અંતઃકરણની વૃત્તિ તે સુવિચારણા અથવા વિચારણા નામની દ્વિતીય ભૂમિકા છે.

(૩) તનુમાનસા:—**निदिध्यासनाभ्यासेन मनस एकाग्रतया सूक्ष्मवस्तुग्रहणयोग्यता तनुमानसा**—નિદિધ્યાસન એટલે ધ્યાન અથવા ઉપાસના તેનો અભ્યાસ કરવાથી મનની એકાગ્રતા સિદ્ધ થાય છે અને એ એકાગ્રતાવડે જે સૂક્ષ્મ વસ્તુને ગ્રહણ કરવાનું-સાક્ષાત્ કરવાનું સામર્થ્ય આપવું તે તનુમાનસા નામની તૃતીય ભૂમિકા છે.

આ ત્રણ ભૂમિકામાં જીવબ્રહ્મના ભેદનું સ્ફુટ જ્ઞાન હોય છે તેથી ભેદને વિષય કરનાર જાગ્રતદશા જેવી હોવાથી આ ત્રણ ભૂમિકાને જાગ્રત્ કહેવાય છે. **एतस्मिन्नवस्थात्रयं ज्ञानोत्पादनयोग्यतामात्रं संपद्यते, न च ज्ञानमुत्पद्यते**—આ ત્રણે ભૂમિકામાં માત્ર જ્ઞાન, તત્ત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન-ની યોગ્યતા જ પ્રાપ્ત થાય છે અને એ જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી અર્થાત્ આ ત્રણેમાંથી કોઇ પણ ભૂમિકામાં રહેલો પુરુષ સાધક છે અને જ્ઞાની નથી. આમ છતાં-આ પ્રમાણે આ ભૂમિકામાં રહેલાને જીવબ્રહ્મના અભેદનું જ્ઞાન કે જે તત્ત્વજ્ઞાનાદિ શબ્દોથી ઓળખાવાય છે તે થયેલું નથી છતાં-આ ભૂમિકાને શામાટે જ્ઞાનભૂમિકા કહેવામાં આવે છે તેનું ઉત્તર એ જ ગ્રંથકાર આપે છે કે **ज्ञानभूमिकात्वं तु ज्ञानेतरकर्माद्यनधिकारित्वे सति ज्ञानस्यैवाधिकारित्वात्**—એ ત્રણેમાંથી ગમે તે ભૂમિકામાં રહેલો પુરુષ જ્ઞાનથી ભિન્ન જે કર્મો તેનો અધિકારી નથી અને જ્ઞાનનો જ અધિકારી છે, એ પુરુષને કોઇ પણ કર્મ કરવાનું બંધન નથી પણ માત્ર તત્ત્વજ્ઞાન સંપાદન કરવાનો અને એ માર્ગે વહેવાનો જ એનો હક છે.

(૪) સત્ત્વાપત્તિ—**निर्विकल्पब्रह्मात्मैक्यसाक्षात्कारः सत्त्वापत्तिः** । સંશયવિપર્યયરહિત 'હું બ્રહ્મ છું' એ પ્રકારનો બ્રહ્મ તથા આત્માના ઐક્યનો જે અપરોક્ષ અનુભવ તે સત્ત્વાપત્તિ છે. આ દશાને પ્રાપ્ત પુરુષને જગતનું ભાન હોય છે પણ જગત્ મિથ્યા છે એ રૂપે જગતનું સ્ફુરણ થાય છે તેથી આ ભૂમિકા સ્વપ્ન કહેવાય છે.

(૫) અસંસક્તિઃ—सविकल्पकसमाध्यभ्यासेन निरुद्धे मनसि निर्विकल्पकसमाध्यवस्थाऽसंसक्तिः સવિકલ્પ સમાધિના અભ્યાસથી મનની વૃત્તિઓનો નિરોધ થઇ ગયે જે નિર્વિકલ્પક સમાધિની દશા થવી તેનું નામ અસંસક્તિ છે. આ દશામાં સુષુપ્તિની માફક ભેદાદિનું વિસ્મરણ થઇ રહે છે તેથી એ સુષુપ્તિ કહેવાય છે. अस्यामवस्थायां योगी स्वयमेव व्युत्तिष्ठते આ ભૂમિકાને પ્રાપ્ત યોગી આ દશામાં સદા રહેતો નથી પણ એને વ્યુત્થાન થાય છે અને તે પણ પોતાની મેળે; અન્યના પ્રયત્નની એને વ્યુત્થાન પમાડવામાં અપેક્ષા નથી: આ દશાને પામેલો યોગી પ્રસંગે આ દશામાં અને પ્રસંગે વ્યુત્થાનદશામાં રહે છે.

(૬) પદાર્થાભાવની—असंसक्तिभूमिकाभ्यासपाटवाच्चिरं प्रपंचापरिस्फूर्त्यवस्था पदार्थाभावनी । પાંચમી ભૂમિકાના અભ્યાસથી આવેલી પટુતાને લીધે દીર્ઘ સમયસુધી પ્રપંચનું સ્ફુરણ નહિ થઇ રહેવું તે પદાર્થાભાવની નામની જ્ઞાનની છઠ્ઠી ભૂમિકા છે. આ ભૂમિકામાં અને પાંચમી ભૂમિકામાં જે ભેદ છે તે સમયનો છે. પાંચમી ભૂમિકામાં પ્રપંચનું વિસ્મરણ થાય છે, પ્રપંચનું સ્ફુરણ થતું નથી પણ તે થોડોક સમય જ રહે છે અને એ ભૂમિકાના અભ્યાસથી થતી આ છઠ્ઠી ભૂમિકામાં એ સ્થિતિ દીર્ઘ સમયસુધી રહે છે. આ ભૂમિકાને ગાઢસુષુપ્તિ કહે છે. આ ભૂમિકાને પ્રાપ્ત યોગી સ્વતઃ વ્યુત્થાન પામી આહારાદિ ક્રિયાઓ કરતો નથી પણ अस्यामवस्थायां परप्रयत्नेन योगी व्युत्तिष्ठते—અન્યના પ્રયત્નવડે જાગ્રત્ થાય છે અને પછી તે તે ક્રિયા કરે છે.

(૭) તુરીયા અથવા તુર્યગા—ब्रह्मध्यानावस्थस्य पुनः पदार्थान्तराऽपरिस्फूर्तिस्तुरीया । अस्यामवस्थायां योगी न स्वतो नापि परकीयप्रयत्नेन व्युत्तिष्ठते केवलं ब्रह्मीभूत एव भवति । બ્રહ્મચિંતનમાં નિમગ્ન થએલા આ મહાત્માને ફરીથી કોઇ વાર પણ અન્ય પદાર્થોની પરિસ્ફૂર્તિ ન થવી તેનું નામ તુરીયા છે અને આ અવસ્થામાં આવેલા એ મહાત્માને પોતાનો પ્રયત્ન તો છે જ નહિ પણ અન્યના ગમે તેટલા યત્નથી પણ વ્યુત્થાન થઇ શકતું નથી પણ સદા સર્વદા એ બ્રહ્મીભૂત જ થયેલો રહે છે.

एताः सत्त्वापत्याद्याश्चतस्रो भूमिका एव ब्रह्मविद्-ब्रह्मविद्वर ब्रह्मविद्वरीयोब्रह्मविद्वरिष्ठेत्येतैर्नामभिर्यथाक्रमेण पूर्वं व्याख्याताः ॥ આ છેલ્લી ચાર ભૂમિકા—સત્ત્વાપત્તિ વગેરે તે જ અનુક્રમે બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ અને બ્રહ્મવિદ્વરિષ્ટની ભૂમિકારૂપે વર્ણિત કરાઇ છે અર્થાત્ સત્ત્વાપત્તિ ભૂમિકામાં રહેલા મહાત્મા બ્રહ્મવિદ્ કહેવાય છે, અસંસક્તિમાં સ્થિત થયેલા બ્રહ્મવિદ્વર કહેવાય છે, પદાર્થાભાવનીમાં સ્થિત થયેલા બ્રહ્મવિદ્વરીયાન્ કહેવાય છે અને તુરીયામાં સ્થિત થયેલા બ્રહ્મવિદ્વરિષ્ઠ કહેવાય છે. આ ચારે તત્ત્વજ્ઞાનની ભૂમિકા જ છે તેથી આમાંથી કોઇ ભૂમિકામાં આવેલો પુરુષ તત્ત્વજ્ઞાનથી રહિત છે એમ કહેવું એ વેદાન્તનું ગાઢ અજ્ઞાન જ સૂચવે છે. ચતુર્થ ભૂમિકાથી જ તત્ત્વજ્ઞાનનો ઉદય થઇ રહ્યો છે અને તેમાં ન્યૂનાધિકતા થયાવિના એ તત્ત્વજ્ઞાન સર્વ ભૂમિકામાં કાયમ રહેલું છે. આ પ્રમાણે બ્રહ્મવિદ્ તે જ જ્ઞાની, તત્ત્વજ્ઞાની, બ્રહ્મજ્ઞાની, આત્મજ્ઞાની આદિ શબ્દોથી શાસ્ત્રમાં તે તે સ્થળે વ્યવહરાય છે અને એમનું જે નિર્વિકલ્પક બ્રહ્માત્મૈક્યજ્ઞાન તે જ બ્રહ્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન આત્મજ્ઞાન, જ્ઞાન, પૂર્ણજ્ઞાન આદિ શબ્દોથી કહેવાય છે.

શ્રીયોગવાસિષ્ઠમાં પણ આ જ પ્રમાણે આ ભૂમિકાઓનાં સ્વરૂપ વગેરે કહ્યાં છે. ત્યાં

જણાવ્યું છે કે ज्ञानभूमिः शुभेच्छाख्या प्रथमा परिकीर्तिता । विचारणा द्वितीया स्यात्तृतीया तनुमानसा ॥ सत्त्वापत्तिश्चतुर्थी स्यात्ततोऽसंसक्तिनामिका । पदार्थाभावनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥ શુભેચ્છા એ પ્રથમ જ્ઞાનભૂમિ છે, વિચારણા એ દ્વિતીય, તનુમાનસા એ તૃતીય, સત્ત્વાપત્તિ એ ચતુર્થ, અસંસક્તિ એ પંચમી, પદાર્થાભાવની એ ષષ્ઠી અને તુર્યગા એ સપ્તમી જ્ઞાનભૂમિ છે, ઇત્યાદિ. શ્રીમધુસૂદન સરસ્વતીએ ભગવદ્ગીતા ૬-૨૭, ૨૮ ની ટીકામાં આ ભૂમિકાનો આ જ પ્રમાણે વિસ્તાર સમજાવી ચતુર્થ ભૂમિકાના સંબંધમાં કહ્યું છે કે ततो वेदान्तवाक्यान्निर्विकल्पको ब्रह्मात्मैक्यसाक्षात्कारश्चतुर्थी भूमिका–તૃતીય ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગયા પછી વેદાન્તનાં तत्त्वमसि આદિ વાક્યોવડે વિકલ્પરહિત જે બ્રહ્મ તથા આત્માના ઐક્યનો અપરોક્ષ અનુભવ થાય છે તે ચતુર્થી સત્ત્વાપત્તિ નામની ભૂમિકા છે. બ્રહ્મ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે, આનંદરૂપ છે ઇત્યાદિ જે બ્રહ્મનું જ્ઞાન તે અપરોક્ષ અનુભવ નથી પણ હું એ બ્રહ્મરૂપ છું એ પ્રકારનો જે અનુભવ તે અપરોક્ષ અનુભવ છે. પંચદશીમાં ૨૫૮ કહ્યું છે કે अहं ब्रह्मेत्यनुल्लिख्य ब्रह्मास्तीत्येवमुल्लिखेत् परोक्षज्ञानमेतन्न भ्रान्तं बाधानिरूपणात् ॥ ૭-૫૮ ॥ अवान्तरवाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत् । सर्वत्रैव महावाक्यविचारात्तदपरोक्षधीः ॥ ૭. ૬૯ ॥ હું બ્રહ્મ છું એ પ્રકારનો ઉલ્લેખ જેમાં નથી પણ બ્રહ્મ છે એ પ્રકારનું જ જે જ્ઞાન છે તે પરોક્ષ જ્ઞાન છે; એ જ્ઞાન પણ ભ્રાન્ત નથી કેમકે એનો બાધ કરનાર કોઇ જ્ઞાન નથી. આ બ્રહ્મ છે, બ્રહ્મ સદ્રૂપ છે ઇત્યાદિ જે ઉપનિષદોનાં અવાન્તર વાક્યો કહેવાય છે તે વાક્યવડે જે જ્ઞાન થાય છે તે પરોક્ષ બ્રહ્મજ્ઞાન છે અને 'તું તે છે' ઇત્યાદિ અર્થનાં तत्त्वमसि આદિ મહાવાક્યોવડે જે "હું બ્રહ્મ છું" એવું જ્ઞાન થાય છે તે અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે. આ જ્ઞાન સંશયવિપર્યયસહિત અને સંશયરહિત એમ બે પ્રકારનું હોય છે. તેમાં જે સંશયવિપર્યયરહિત જ્ઞાન છે તે જ્ઞાનની સત્ત્વાપત્તિ નામની ચતુર્થ ભૂમિકા છે કે જેને બ્રાહ્મ, જ્ઞાની બ્રહ્મવિદ્, આત્મવિદ્ આદિ કહેવાય છે.

કે એ બંધોનો નાશ થઈ જાય છે અને, નાશ થયા પછી એનું કારણ અવિદ્યા સ્થૂલ રૂપમાં નહિ રહેવાથી એની પુનઃ ઉત્પત્તિ થવાનો અસંભવ છે અને એ બંધોનો અનુભવ થતો નથી એ અનુભવથી પણ સિદ્ધ છે. આ પ્રકારે તત્ત્વજ્ઞાનીને તે જ ક્ષણથી મુક્તિની સિદ્ધિ થાય છે એમ જણાવી **तदेतद् विद्यासमकालीनत्वंभाष्यकारः समन्वयसूत्रे प्रपंचयामास** આ વિદ્યાસમકાલીન મોક્ષની શ્રીશંકરાચાર્યે સમન્વયસૂત્રમાં વિસ્તારથી સિદ્ધિ કરી છે એમ કહ્યું છે. અહિં કોઈને શંકા થશે કે શ્રુતિમાં અને યોગવાસિષ્ઠ આદિ સ્થળે તો દેહપતન થાય ત્યારે વિદેહમુક્તિ કહી છે અને તમે અહિં જ્ઞાનોત્પત્તિ સમકાળ વિદેહમુક્તિ છે તેમાં વિરોધ છે તો એ શંકા યોગ્ય નથી એમ એ જ ગ્રંથકાર જણાવતાં કહે છે કે **नायं दोषः, विवक्षाविशेषेण मतद्वयस्याविरोधात् । विदेहमुक्तिरित्यत्रत्येन देहशब्देन कृत्स्नदेह॰ जातस्य विवक्षितत्वाद् बहुभिर्वर्णितम् । अस्माभिस्तु भाविदेहनात्रविवक्षयोच्यते ॥** આ આક્ષેપ ખોટો છે કેમકે બંને મતમાં વિરોધ નથી કેમકે બન્ને સ્થળે વિદેહમુક્તિ એ શબ્દના અર્થમાં ભેદ છે. વિદેહ શબ્દમાંના દેહ શબ્દથી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણે દેહ લઈ એ ત્રણે દેહ જેના જતા રહ્યા છે તે વિદેહ એવો અર્થ કરી વિદેહમુક્તિ દેહપતનાન્તર થાય છે એમ ઘણા કહે છે તે યોગ્ય છે; તેમ જ અત્ર દેહનો અર્થ ભાવિ દેહ લીધો છે તેથી જેને ભાવિમાં દેહ થનાર નથી તે વિદેહ એવો અર્થ લઇ જ્ઞાનસમકાળ વિદેહમુક્તિ કહી છે. આથી વિવક્ષિતાર્થ સ્પષ્ટ સમજાય છે કે જેમને એક વાર પણ નિર્વિકલ્પક બ્રહ્માત્મૈક્યાનુભવ થયો છે તેને પછી જન્મમરણ નથી, તેનું સંસરણ તે ક્ષણથી જ મટી જાય છે અર્થાત્ સામાન્ય ભાષામાં તે, તે ક્ષણથી જ મુક્ત છે. આ ભૂમિકાની, આ વિદેહમુક્તિની અપેક્ષાથી પંચમી, ષષ્ઠી અને સપ્તમ ભૂમિકાના મહાત્મા જીવન્મુક્ત કહેવાય છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતાપરની ટીકામાં મધુસૂદન સરસ્વતીએ પણ જણાવ્યું છે કે **पंचमी षष्ठी सप्तम्यस्तु भूमिका जीवन्मुक्तेरवान्तर भेदाः**—પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા એ જીવન્મુક્તિના અવાન્તર ભેદ છે. અન્યત્ર આ રીતે ત્રણને બદલે જીવન્મુક્તિ તથા વિદેહકૈવલ્ય એ બે પ્રકારે જ મોક્ષનું વર્ણન કરવામાં આવે છે. સંક્ષેપશારીરકમાં કહ્યું છે કે:—

> **जीवन्मुक्तिस्तावदस्ति प्रतीतेर्द्वैतच्छाया तत्र चास्ति प्रतीतेः ॥**
> **द्वैतच्छायारक्षणायास्ति लेशास्तस्मिन्नर्थे स्वानुभूतिः प्रमाणम् ॥ ४.४२ ॥**
> **तस्माज्जीवन्मुक्तरूपेण विद्वानारब्धाणां कर्मणां भोगसिद्धयै ।**
> **स्थित्वा भोगं ध्वान्तगन्धप्रसूतं मुक्त्वा, त्यक्तं याति कैवल्यमन्ते ॥ ४.४५ ॥**

**ભાવાર્થઃ**—જે તત્ત્વજ્ઞાનસંપન્ન થયા છે તેમને પણ દ્વૈતનું દર્શન હોય તો દ્વૈતદર્શનને લીધે ભય, શોકાદિરૂપ બંધ થશે તો તે જીવતાં મુક્ત કેવી રીતે કહેવાય અને જો જીવતાં મુક્ત કહેવાય તો તેને દ્વૈતદર્શન કેવી રીતે થાય ? આ શંકા લઇ તેનું ઉત્તર એ આપ્યું કે બંને–જીવનમુક્તિ અને દ્વૈતદર્શન–તત્ત્વજ્ઞના અનુભવસિદ્ધ છે માટે છે–જીવન્મુક્તિ છે કેમકે તેનો તત્ત્વજ્ઞને અનુભવથાય છે, અને તે સાથે દ્વૈતની છાયા પણ છે કેમકે તેનો પણ અનુભવ થાય છે માટે એ દ્વૈતની છાયાની ઉપપત્તિમાટે અવિદ્યાનો લેશ કે જેને માટે ભાષ્યકાર ગંધ, છાયા, લેશ, સંસ્કારઆદિ શબ્દો વાપરે છે તેનો સ્વીકાર કરવો જોઇએ અને એ સ્વાનુભવથી સિદ્ધ છે. તેથી તત્ત્વજ્ઞાની જીવન્મુક્તિરૂપે રહે છે અને અવિદ્યાના લેશને લીધે પ્રારબ્ધ કર્મોના

ભોગને ભોગવે છે અને એ ભોગવી રહી દેહપતન થયે અત્યંત કૈવલ્યને પામે છે. આ આદિ એમનાં વચનો જોતાં એમણે મુક્તિના જીવન્મુક્તિ તથા વિદેહમુક્તિ એવા બે વિભાગ જ પાડ્યા છે અને ચતુર્થ ભૂમિકાને પ્રાપ્ત થયેલો તત્ત્વજ્ઞાની જીવન્મુક્ત થાય છે અને મરણ થયેથી વિદેહમુક્ત થાય છે એમ જણાવ્યું છે. આપણા લોકમાં આ પરિભાષા વધારે પ્રચાર પામી છે, અને શ્રીવિદ્યારણ્યસ્વામીએ પાડેલા વિદેહમુક્તિ, જીવનમુક્તિ અને અત્યંતમુક્તિ એવા ત્રણ ભેદ પ્રચારને પામ્યા નથી તેથી આ વિષયના સંબંધમાં પ્રચલિત ભાષા જ રાખવામાં આવે છે. તેથી મોક્ષ અથવા મુક્તિનાં આ ત્રણ નામો અત્ર વાપરવામાં આવે છે (૧) જીવનમુક્તિ, (૨) આરૂઢજીવન્મુક્તિ, અને ( ૩ ) વિદેહ કૈવલ્ય. આમાં આરૂઢજીવન્મુક્તિ એ વિદ્યારણ્યસ્વામીની જીવન્મુક્તિ છે એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. વેદાન્તશાસ્ત્રમાં અનેક પારિભાષિક શબ્દો વાપરવામાં આવે છે અને તેનો અર્થ સ્પષ્ટ નહિ સમજવાથી જ અનેક ભ્રાન્તિઓ ઉદય થાય છે. વળી ભિન્ન ભિન્ન ગ્રંથકારે જ્યાં પરિભાષામાં ભેદ કર્યો હોય ત્યાં તે ખાસ લક્ષમાં રાખવો પડે છે કેમકે તેમ નહિ કરવાથી તે તે ગ્રંથકારનો અભિપ્રાય યથાર્થ સમજાતો નથી. આ પરિભાષાને લીધે જ વેદાન્તનો સિદ્ધાન્ત ગમે તેમ સમજાવતા છલવાદીઓ મળી પડે છે. એક વાક્ય લઈ તેમાંની પરિભાષાનો યથાર્થ અર્થ ન કરી તેને લૌકિક અર્થમાં સમજાવે છે અને તેમ કરી અન્યને છેતરવા પ્રયત્ન કરે છે. પણ એ ધૂર્તોનો છલવાદ લાંબો વખત ચાલતો નથી. જેમ સઘળા છલવાદી છલને લીધે પરાજયને પામે છે તેમ આ કપટપ્રવીણ છલવાદીનાં છલ પણ તે તે પરિભાષાનો અર્થ જાહેર થવાથી અને તે તે પ્રકરણાદિનો સમન્વય કરી જોવાથી ખુલ્લાં પડે છે અને તેમનું મુખ વિલું થઈ રહે છે. સંક્ષેપમાં એ જ કહેવાનું કે મોક્ષનાં આ બે પ્રકારનાં તથા ત્રણ પ્રકારનાં વર્ણન સ્પષ્ટ લક્ષમાં રાખવાં પડે છે. શ્રીશંકરાચાર્ય પોતે પણ तथा च श्रुतिरविशेषेणैव सर्वेषां ज्ञानान्मोक्षं दर्शयति 'तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनुष्याणाम् इति–શ્રુતિ કોઈ પણ મોક્ષની સ્થિતિમાં ભેદ અથવા અપવાદ કર્યા શિવાય જ્ઞાન થવાથી સર્વનો જ મોક્ષ થાય છે કેમકે શ્રુતિ કહે છે કે દેવોમાં, મનુષ્યોમાં અને ઋષિઓમાં જેને જેને તત્ત્વજ્ઞાન થયું તે સર્વે જ મોક્ષને પામ્યા છે. ( ૩. ૩. ૩૨. ) इति सम्यग्दर्शनकालमेव तत्फलं सर्वात्मत्वं दर्शयति (૧. ૧.·૩૨) એ શ્રુતિ તત્ત્વજ્ઞાનની સાથે જ એ જ્ઞાનનું ફળ સર્વાત્મભાવરૂપ મોક્ષ તે દર્શાવે છે, विद्यायाः केवलायाः पुरुषार्थहेतुत्वं श्रावयति ( ૩-૪-૧ ) કોઈ પણ ઈતર સાધનની અપેક્ષા વિના કેવલ તત્ત્વજ્ઞાનથી જ મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિ એ શ્રુતિ કહે છે, अनुभवारूढमेव च विद्याफलं न क्रियाफलवत् कालान्तरभावीत्यसकृदवोचाम (૩-૪-૧૫) તત્ત્વજ્ઞાનનું

આ મતને તિરસ્કારદૃષ્ટિથી જુએ છે. તત્ત્વજ્ઞાન જેને જેને થાય છે તે સર્વ તે જ ક્ષણથી મુક્ત છે અને જેઓ મુક્ત છે તે સર્વ તત્ત્વજ્ઞાની થએલા જ છે. **नान्यः पंथा विद्यतेऽयनाय** મોક્ષમાટે જ્ઞાનશિવાય અન્ય માર્ગ નથી એ શ્રુતિ મુક્ત તત્ત્વજ્ઞાનરહિત હોય એ આ શંકાને મૂળથી દગ્ધ કરી નાંખે છે.

( અપૂર્ણ )

# इष्टस्मरण करी इष्टस्वरूप थवा मनने विज्ञप्ति-सह सुबोध.

પદ. (ભક્તિથી સઉ સુખ આવતું, એ લય. )

હરિ થા, સ્મરી નિત્ય નરહરિ, મન માન કહું છું કરગરી.
જેનું સ્મરણ જે જન કરે, તદ્રૂપ થતો તે આખરે,
શ્રુતિસંતજન એ ઉચ્ચરે, કેમ તદપિ તું જતું વિસરી. હરિ૦
તું શિવ થવા નિત્ય ઇચ્છતું, પણ શું તું શિવ-નિત્ય ચિંતતું;
દૃશ્યમાં ઉંડું ઉંડું ડુબતું, શિવ થઇશ હાવે કેમ કરી. હરિ૦
પ્રવૃત્તિ તુજ પ્રતિક્ષણતણી, જોઇશ જો તું છણી છણી,
ઝટ લહીશ કોણ દિશાભણી, વડે હોડી તુજ વેગ જ ધરી. હરિ૦
તું શબ્દવિષયે કદી પચે, કદી પટ્રસે કુટિ કસી મચે,
કદી કળે રૂપવિષયકીચે, મહાપદ શકે કો વિધિ વરી. હરિ૦
જન જે વહે પશ્ચિમવિષે, તે ક્યાંથી પૂર્વવિષે જશે;
નિર્વિષય પદ, વિષયે ધસ્યે, શું પમાય? જો! ઉર ઉતરી. હરિ૦
દુધહ્રહીંવિષે પદ રાખતાં, નિજ પદે કો નથી જાગતા,
વિષયો અને હરિ ઝંખતાં, નહિ એક ગ્રહી તું રહીશ ઠરી. હરિ૦
સત્વર સમજજે સાન આ, ધીમાન! ના હેવાન થા;
સંતત હરિગુણગાન ગા, થાક્યો પ્રબોધી ફરી ફરી. હરિ૦

# अंतरमां रहेलुं अमर्याद सामर्थ्यवान् कंइक.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૯ થી. )

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૨૧૯ થી. )

(૨)

અપ્રકટ મનઉપર આપણા ધારેલા સંસ્કાર પાર પાડવાને માટે અને તેને આપણી ઇચ્છાનુસાર પ્રવૃત્તિ કરાવવાને માટે તે અત્યંત સૂક્ષ્મ છે, અને આપણા અણુઅણુમાં વ્યાપી રહ્યું છે, એવું ભાન કાયમ રાખી રહેવાની પ્રથમ અગત્ય છે, જો કે મગજદ્વારા તેના ઉપર

સાક્ષાત અસર કરી શકાય છે, તોપણ શરીરના અણુઅણુમાં તે વ્યાપી રહ્યું છે એવું ભાન રાખી રહેવાથી તે અસરનું પ્રમાણુ બહુ વધી પડે છે.

આપણા શરીરમાં વ્યાપી રહેલા આ સૂક્ષ્મ મનપ્રતિ વારંવાર વૃત્તિને એકાગ્ર કરવાથી અર્થાત્ એકાગ્રતાપૂર્વક વારંવાર તેનો વિચાર કરવાથી તે ક્રમે ક્રમે જાગ્રત્ થવા માંડે છે. આમ થતાં આપણામાં કોઈ નવી અને ઉચ્ચ સત્તા વિકાસને પામતી હોય એવો આપણને અનુભવ થાય છે અને તેવો અનુભવ થવા માંડતાં આપણા અંતરમાં અમર્યાદ સામર્થ્ય અવશ્ય રહેલું છે જ, એવી આપણને દઢ પ્રતીતિ થતી જાય છે.

જ્યારે આ સૂક્ષ્મ અપ્રકટ મન, આપણા મગજના અને શરીરના પ્રત્યેક અણુમાં જાગ્રત કળાને પામતું આપણા અનુભવમાં આવે છે ત્યારે ગમે તે આપણે સિદ્ધ કરી શકીએ અને મેળવી શકીએ એમ છે, એવું આપણને ભાન થાય છે; અને આપણા સર્વ સંશયો નિર્મૂળ થાય છે, કારણ કે અમર્યાદતું ભાન અમર્યાદસંબંધી સર્વ સંશયોનું ઉન્મૂલન કરી તેમાં શ્રદ્ધા પ્રકટાવ્યાવિના રહેતું જ નથી.

અપ્રટ મનઉપર અસર કરવાને માટે પ્રકટ મનના આંતર ભાગમાં એકાગ્રતા કરવી જોઇએ, અને પાણીથી ભરેલી વાદળીમાં જેમ પાણી વ્યાપી રહેલું હોય છે તેમ આપણામાં અપ્રકટ મન વ્યાપી રહેલું છે, એવો વિચાર જ્યારે આપણે કરીએ છીએ ત્યારે આવી એકાગ્રતા તત્કાલ થાય છે.

બાહ્ય સ્થલના આંતર ભાગમાં વ્યાપી રહેલા સૂક્ષ્મ સત્ત્વવિષે વિચાર કરો, અને જે સૂક્ષ્મ માનસિક સત્ત્વ આપણા વિચાર કરતા મનના અંતર ભાગમાં રહે છે અને વિવિધ ક્રિયા કરે છે તે પ્રતિ સઘળા મનોવ્યાપારોને વાળો. આમ કરવાથી આપણા મનોવ્યાપારોની અપ્રકટ મનઉપર સાક્ષાત્ અસર થશે, અને તદનુકૂળ પરિણામ આપણા શરીરઉપર અવશ્ય જણાવાનો જ.

અપ્રકટ મનઉપર વૃત્તિને એકાગ્ર કરતી વખતે જે વિચારનો સંસ્કાર તેના ઉપર પાડવા ધાર્યો હોય તે વિચારના સ્વરૂપને મનમાં સ્પષ્ટ રચવું જોઇએ, અને તે વિચારના મર્મથી અર્થાત્ તેના યથાર્થ તાત્પર્યથી વૃત્તિને રસબસ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

વિચારના મર્મનું ભાન કરવાનો પ્રયત્ન કરવાથી યાંત્રિક રીતે ચાલતા વિચારોનો પ્રવાહ સંપૂર્ણ અટકી જશે. કારણ કે કોઈ પણ વિચારના તાત્પર્યપ્રતિ જો આપણી વૃત્તિ વળેલી હોય છે, તો આડાઅવળા ઉઠતા સઘળા વિચારો તત્કાળ બંધ પડી જાય છે. આથી વિચારના તાત્પર્યનું ભાન વૃત્તિમાં ખડું કરવાની અત્યંત અગત્ય છે. કારણ કે એકાગ્રતાવિના યાંત્રિક રીતે ચાલતા વિચારોના વ્યાપારથી અપ્રકટ મનઉપર અસર કરી શકાતી નથી.

અપ્રકટ મનઉપર અસર કરવાના ઉપર વર્ણેલા વિધિમાં પૂર્ણ શ્રદ્ધા રાખવાની અનિવાર્ય અગત્ય છે. પરિણામ અવશ્ય પ્રકટશે જ, એવું અંતરમાં માનવાથી અને જાણવાથી નિષ્ફળતાને મળવાનો કેવળ અસંભવ જ થઇ જાય છે.

અપ્રકટ મન ઉપર સંસ્કાર પાડતી વખતે જેમ શ્રદ્ધાનું સ્વરૂપ વધારે ઉચ્ચ અને વધારે દૃઢ હોય છે, તેમ વધારે ઉંડા સંસ્કાર પડે છે, અને આ સંસ્કાર અપ્રકટ મનની ઉંચામાં ઉંચી સ્થિતિઓમાં છેક ઉંડે સુધી પ્રવેશી જાય છે, એટલું જ નહિ, પરંતુ ધારેલા ફળને તે અવશ્ય પ્રકટાવે છે.

શ્રદ્ધાયુક્ત સ્થિતિ મનને વસ્તુઓના ગર્ભભાગમાં રહેલા અલૌકિક, અમર્યાદ પ્રદેશમાં લઈ જાય છે; અને આપણે જે કરવાની જરૂર છે. તે આ જ છે.

જ્યારે મન બાહ્ય સ્થૂલ પ્રદેશનું અર્થાત્ દૃશ્યનું અતિક્રમણ કરે છે, ત્યારે તે આંતર સૂક્ષ્મ અદૃશ્ય પ્રદેશમાં પ્રવેશે છે; અને સૂક્ષ્મ આંતર પ્રદેશમાં પ્રવેશવાથી જ આપણે આપણા વિચારોની અને ઇચ્છાઓની અંતરમાં રહેલા અમર્યાદ સામર્થ્યવાન્ અપ્રકટ મનઉપર છાપ પાડી શકીએ છીએ. આ પ્રમાણે પાડેલી છાપથી આશ્ચર્યકારક પરિણામ અવશ્ય પ્રકટ્યા વિના રહેતા જ નથી, અને તેનું કારણ તે છાપો બહુ જ ઉંડી પડેલી હોય છે, એટલું જ કંઇ નથી, પણ શ્રદ્ધાથી પાડવામાં આવેલી છાપો વધારે ઉત્કૃષ્ટ પ્રકારની, વધારે ઉત્કૃષ્ટ સામર્થ્યવાળી અને વધારે ઉચ્ચ ફળને ઉપજાવનારી હોય છે, તે છે.

આશા કરતા હોઇએ તેવી રીતે અથવા હક કરીને કંઇ માગતા હોઇએ તેવી રીતે, અપ્રકટ મનસાથે વ્યવહાર કરવો નહિ, પરંતુ શ્રદ્ધાવાળી અને અભિલાષવાળી મનની સ્થિતિ રાખીને વ્યવહાર કરવો. આમ કર, અથવા તેમ કર, એવો હુકમ તેને કદી જ કરવો નહિ, પણ આપણું ઇચ્છેલું તે કરો એવી તીવ્ર ઉંડી ઇચ્છા કરવી, અને તે ઇચ્છાપ્રમાણે તે અવશ્ય કરશે જ એવી શ્રદ્ધાવડે તે ઇચ્છાને રંગવી.

તીવ્ર ઇચ્છા અને ભારે શ્રદ્ધા, એ ઉભયના સંયોગપૂર્વક અપ્રકટ મનઉપર આપણા વિચારની છાપ પાડવી, એ ધારેલું ફળ પ્રકટાવવાની કદી નિષ્ફળ ન જાય એવી કુંચી છે.

અપ્રકટ મનને બળાત્કારથી જાગ્રત્ કરવાનો પ્રયત્ન કદી ન કરવો. જે શાખાઓમાં આપણું મન ઉંડા અને બળવાન્ વિચારો કરી શકતું હોય તે શાખાઓદ્વારા, મનની અત્યંત શાંતિવાળી સ્થિતિમાં તેને જાગ્રત્ કરવાનો અને વિકાસને પમાડવાનો ધીરે ધીરે પ્રયત્ન કરવો.

સઘળા મહત્વના વિષયોવિષે ઉંડા વિચારો કરવાથી, સર્વ કાળ ઉચ્ચ અભિલાષાઓને ધરવાથી, અને નિરંતર જ્ઞાનની મર્યાદા વધાર્યા જવાથી, અંતરમાં રહેલા અમર્યાદ સામર્થ્યવાન્ અપ્રકટ મનને જાગ્રત્ કરવામાં આશ્ચર્યકારક મદદ મળે છે.

અંતરમાં રહેલા સૂક્ષ્મ મનઉપર જ્યારે જ્યારે એકાગ્રતા કરવામાં આવે ત્યારે ત્યારે વિરાટ્નો વિચાર કરીને તે વિચારના તાત્પર્યસાથે વૃત્તિને સંલગ્ન કરવી, અને વિરાટ્નું ભાન વૃત્તિ કરતી હોય એવો ભાવ પ્રયત્નપૂર્વક ખડો કરવો. મનની અત્યંત શાંત સ્થિતિ રાખીને વિરાટ્માં રહેલી ઉચ્ચ વસ્તુઓનું ભાન થવાની તીવ્ર ઇચ્છા ઉદય કરવી.

મનના આંતર પ્રદેશસાથે સંબંધ કરનારે તે સંબંધ સર્વદા અત્યંત શાંતિપૂર્વક કરવો; પરંતુ આ શાંતિ એવી નહિ હોવી જોઇએ કે જેથી મનનો વ્યાપાર કેવળ અટકી જઇને અંતે નિદ્રા આવી જાય, અને આપણને આપણું ભાન ભૂલી જવાય. મનની યથાર્થ શાંત અને સમાધાનવાળી સ્થિતિમાં ઉચ્ચ મનોવ્યાપાર હોય છે. આ ઉચ્ચ મનોવ્યાપાર અપ્રકટ મનઉપર અસર કર્યા વિના રહેતો જ નથી.

મનની શાંત અને સમાધાનવાળી સ્થિતિમાં દિવસમાં ઘણી વાર આખા શરીરમાં વ્યાપી રહેલા અપ્રકટ મનઉપર એકાગ્રતા કરવાથી થોડા સમયમાં એ મન એવું તો વિકાસને પામે છે કે આપણી વૃત્તિને અંદરથી પોતાની અમર્યાદ ઉન્નતિ થવાના સંભવોનું અને તે સંભવો સિદ્ધ કરવાના પોતાનામાં રહેલા અમર્યાદ સામર્થ્યનું ભાન થાય છે. જ્યારે આ

ભાન તેને થાય છે ત્યારે ગમે તે સિદ્ધ કરવા માંડતાં તેને સંશય થતો નથી. પ્રયત્નમાં નિષ્ફળતા મળવાનો તેને કેવળ અસંભવ જણાય છે.

અપ્રકટ મનનો કેટલોક વિકાસ થતાં આપણને સ્વભાવથી જ ભાન થાય છે કે નિષ્ફળતાનો સંભવ જ નથી, અને તેથી ફળ પ્રકટવાના નિયમમાં અચલ શ્રદ્ધા ધરતા આપણે પ્રયત્નને સેવ્યા જ જઇએ છીએ. આપણને ફળ પ્રકટવાના સંબંધમાં ચિંતા થતી નથી કે સંશય ઉપજતો નથી. અપ્રકટ મનનું આપણને ભાન થતાં તેના વ્યાપારોને આપણે જાણીએ છીએ, અને આપણું જ ઇચ્છેલું ફળ પ્રકટાવવાને માટે આ વ્યાપારો કરવા આપણે જ અપ્રકટ મનને પ્રેરેલું હોવાથી, અને તે વ્યાપારો તે કરતું જ હોવાથી ફળસંબંધમાં આપણને ચિંતા થતી જ નથી.

જે કરવાને માટે અપ્રકટ મનઉપર આપણી ઇચ્છાની દૃઢપણે છાપ પાડવામાં આવી હોય છે, તેને તે કર્યાવિના રહેતું જ નથી, એ પ્રકારની પૂર્ણ શ્રદ્ધા ચિંતાને આપણા અંતઃકરણમાં ક્ષણવાર પણ ટકવા દેતી નથી. પૂર્ણ શ્રદ્ધાવડે ચિંતાનો લય કરવાની અત્યંત અગત્ય છે, કારણ કે જ્યાં સુધી ચિંતાનો આપણામાં વાસ હોય છે ત્યાં સુધી અપ્રકટ મનને જે કરવાનું સૂચવવામાં આવ્યું હોય છે, તેને તે કરતું નથી.

અનુકૂળ સામગ્રી રચી આપતાં ફળ પ્રકટવા વિના રહેતું જ નથી; અને આમ અંતરથી જાણવું, એ અનુકૂળ સામગ્રી ઉપજાવવામાં પ્રથમ અગત્યનું પગથીયું છે.

અપ્રકટ મન કંઈક અંશમાં ફોનોગ્રાફને મળતું છે. અમુક પ્રકારની સામગ્રી હોય છે તો જેની તેના ઉપર છાપ પાડવામાં આવે છે, તેની તેના ઉપર છાપ પડે છે; અને અમુક ભિન્ન પ્રકારની સામગ્રી હોય છે તો જેની છાપ તેના ઉપર પડી હોય છે, તેને બરાબર 'તેવા જ રૂપમાં તે પાછું બહાર દર્શાવી શકે છે. તો પણ ફોનોગ્રાફમાં અને અપ્રકટ મનમાં એક તફાવત છે, અને તે એ કે અપ્રકટ મન જેવી તેનાપર છાપ પડી હોય છે તેને તેવા જ રૂપમાં પાછું દર્શાવી શકે છે, એટલું જ નહિ પણ તે છાપ પાડતી વખતે, છાપ પાડનારે જે ઇચ્છા કરી હોય તે ઇચ્છાના ફળને ધરે છે, તેને વૃદ્ધિને પમાડે છે, અને અંતે તેને સ્થૂલ રૂપમાં બહાર પ્રકટ કરે છે; અર્થાત્ અપ્રકટ મન તેનામાં નાંખેલા બીજકને પાછું ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ પણ મૂળ બીજકના જેવાં જેટલાં બીજકો ઉત્પન્ન કરવાની ઇચ્છા તેને સૂચવવામાં આવી હોય છે, તેટલાં બીજકો તે ઉત્પન્ન કરે છે. વળી મૂળ બીજકમાં જેટલો સુધારો અને વધારો કરવાનું તેને સૂચવવામાં આવ્યું હોય છે, તે પણ તે કરે છે.

અપ્રકટ મન, તેના ઉપર પાડેલા વિચારને પાછો પ્રકટ કરે છે એટલું જ નહિ પણ તે વિચારથી દર્શાવાયલી ઇચ્છાને સફળ કરવા માટે જેની જેની અગત્ય હોય છે તે સર્વને ઉત્પન્ન કરે છે.'

આ પ્રકારનો નિયમ હોવાથી, આપણે શાની જરૂર છે, તેનો યથાર્થ વિચાર જો અપ્રકટ મનને યોગ્ય વિધિથી સૂચવવામાં આવ્યો હોય છે, તો ગમે તેવા કઠિનમાં કઠિન પ્રશ્નનું તે નિરાકરણ કરી શકે છે, અથવા ગમે તેવી ગૂઢ વાતના રહસ્યનો પણ તે પ્રકાશ કરી શકે છે.

(અપૂર્ણ)

પ્રમાણે જ તમારું બાહ્ય જીવન થયેલું તમને અનુભવમાં આવશે. પછી ભવિષ્યમાં તેથી પણ વધારે ઉત્તમ પ્રકારના થવા માટે નવાં અને અધિક રમણીય ચિત્રો રચજો, અને તેમને વૃત્તિમાં આરૂઢ રાખજો.

---

## सुबोधक वचनो.

કઠિનતાનો વિચાર કરનારને પ્રત્યેક કાર્ય કઠિન ભાસે છે; પરંતુ પ્રત્યેક કાર્ય કરવાને તમે સમર્થ છો, એવું જ્યારે તમે ભાન કરો છો, ત્યારે કઠિનતા આળપાઇ જાય છે.

*　*　*　*

સત્ય પ્રેમ પોતાના ઉપર કોઈ પ્રેમ કરે, એવી ઇચ્છા દર્શાવતો નથી; તે કોઇ પણ પ્રકારના બદલાને ઇચ્છતો જ નથી. તે પ્રેમ કરે છે, કારણ કે પ્રેમ એ તેનું સ્વરૂપ છે, અને તેણે પ્રેમ કરવો જ જોઇએ.

*　*　*　*

ચિંતા માત્રને મનમાંથી વેગળી કરો. તેમને મરી જવા દો. તમારે તેમની કદી જરૂર પડવાની નથી.

*　*　*　*

મુખમાંથી શબ્દ બોલતાં સર્વદા સાવધાનતા સેવો. તમારી પાસે કંઇ કહેવા જેવું હોય ત્યારે જ મુખને ઉઘાડો. મનુષ્યના જીવનને પ્રકાશિત કરનાર વચનોને જ માત્ર વદો. જેને તમે સત્ય માનતા હો તે જ બોલો. જેને તમે અસત્ય માનતા હો તેને તેવે જ રૂપે દર્શાવો. જે વિષયનું તમને જ્ઞાન ન હોય તેમાં મૌન ધરો.

---

# विंशतितमवर्षसमाप्तिनिमित्ता श्रीमहाकालाभिन्न-श्रीसद्गुरुस्तुतिः ।

### गीतिः

अग्रे बभूव किल यो मध्ये तेने येनेदं सर्वम् ।
अन्तं यस्य न कश्चित् परिकलयेत्तं नृहरिं प्रणमामः ॥ १ ॥
पूर्वेभ्यो यः पूर्वः पूर्वः कश्चन यस्मान्नैव भवेत् ।
द्रष्टा यो द्रष्टॄणां गुरुर्गुरूणां नृहरिः स श्रीमान् ॥ २ ॥
भास्करशशधरतारकशतहुताज्वलनाः सर्गारंभे ।
द्योतं यं भिक्षन्ते सोऽस्मत्प्रभुरमितद्योतो नृहरिः ॥ ३ ॥
विद्यार्थं वाचस्पतिरोजोऽर्थं पुरुहूतो गुह्यकराड् ।
द्रविणार्थं समुपास्ते यं स श्रीनृहरिर्नः कल्पतरुः ॥ ४ ॥
असतः सत्तमसश्च ज्योतिर्मृत्योर्गमयन्नमृतत्वम् ।
नृहरिः प्राणेशो नश्चुंबितत्वच्चरणांबुजयुगलानाम् ॥ ५ ॥
यस्मितभापरिवेष्टितभक्तजनो हेयामिह खलु मनुते ।
त्रिभुवनशासनमूर्तिं तं नृहरिं प्रेम्णाऽद्य प्रणमामः ॥ ६ ॥

कलौ मलीमसमानसदुरितचयप्रक्षालननिष्णाता ।
काऽपि नृहरिदृग्गङ्गा निःश्रेयसनीरा किल लसतितमाम् ॥ ७ ॥
वांछितवितरण शिक्षितभवाटवीमथनविधिसुपटुमते ।
कल्पावनिरुह परशो नरहरिचरणास्माकं त्वं शरणम् ॥ ८ ॥
साधिष्ठं प्रापयति त्वत्तो विदिता विद्या छात्रगणम् ।
नेदिष्ठं स्थापयति त्वत्तो लब्धा युक्तिः परतत्त्वम् ॥ ९ ॥
लीलां लोकातीतां वीक्ष्य यदीयां विमनस्का आस्म ।
विश्वस्मिन्नन्यत्र श्रीमन्तं तं नृहरिं प्रणमामः ॥ १० ॥

अभ्यर्थना

एकविंशस्वरूपं ते प्रभास्तोमेन मण्डितम् ।
ध्वान्तं स्वान्तस्थमज्ञानां प्रभो रूपो व्यपोहतु ॥ ११ ॥

અર્થ:—જે નિ:સંશય સૃષ્ટિપૂર્વે હતા, મધ્યે જેમનાથી આ સઘળું વિશ્વ વ્યાપ્ત થયું છે, અને જેમનો અંત કોઈ પણ કળી શકે એમ નથી એવા શ્રીનૃહરિને અમે પ્રણામ કરીએ છીએ. (૧)

પૂર્વ (પ્રજાપતિઓ આદિ) થી પણ જે પૂર્વ છે, જેનાથી પ્રાચીન કોઈ પણ નથી જ, અને જે દ્રષ્ટાઓના પણ દ્રષ્ટા છે તે શ્રીમાન્ નૃહરિ ગુરુઓના પણ ગુરુ છે. (૨)

સૂર્ય, ચંદ્ર, તારા, વિદ્યુત્ અને અગ્નિ સર્ગના આરંભકાલે જેમની પાસેથી પ્રકાશની ભિક્ષા માગે છે તે અમિત પ્રકાશવાળા શ્રીનૃહરિ અમારા પ્રભુ છે. (૩)

વિદ્યાને માટે બૃહસ્પતિ, સામર્થ્યને માટે ઇંદ્ર, અને ધનને માટે ગુહ્યકપતિ કુબેર જેમની સમ્યક્ ઉપાસના કરે છે તે શ્રીનૃહરિ અમારા કલ્પતરુ છે. (૪)

અસત્ વસ્તુથી સત્ વસ્તુને, અંધકારથી પ્રકાશને, અને મૃત્યુથી અમૃતત્વને પમાડનાર શ્રીનૃહરિ, અમે કે જેમણે તેઓના ચરણકમલયુગલનો સ્પર્શ કર્યો છે તેમના. પ્રાણેશ છે. (૫)

જેમના સ્મિતપ્રકાશથી વીંટળાયલો ભક્તગણ ત્રૈલોક્યના રાજ્યના વૈભવને ખરે આ લોકમાં ત્યજવા યોગ્ય માને છે તે શ્રીનૃહરિને પ્રેમવડે અમે પ્રણામ કરીએ છીએ. (૬)

મલિન ચિત્તવાળા મનુષ્યોના પાપ સમૂહનું પ્રક્ષાલન કરવામાં કુશલ, અને નિ:શ્રેયસરૂપ જલથી પૂર્ણ એવી શ્રીનૃહરિદૃષ્ટિરૂપ અનિર્વચનીય ગંગા કલિયુગમાં ખરે અત્યંત પ્રકાશી રહી છે. (૭)

હે શ્રીનૃહરિચરણ! તું કે જે ઇષ્ટ વસ્તુને અર્પણ કરવામાં કુશલ કલ્પવૃક્ષ છે, અને ભવાટવીને છેદન કરવાના કાર્યમાં અતિ પ્રવીણમતિ કુઠાર છે તે અમારું શરણ છે (૮)

તારાથી જાણેલી વિદ્યા શિષ્યસમુદાયને શુભતમની પ્રાપ્તિ કરાવે છે, અને તારાથી મેળવેલી યુક્તિ પરમ તત્ત્વને અત્યંત સમીપ સ્થાપે છે. (૯)

જેમની અલૌકિક લીલાઓને અવલોકી અમારું મન વિશ્વના અન્ય પદાર્થોથી ઉઠી ગયું તે શ્રીમાન્ નૃહરિને અમે પ્રણામ કરીએ છીએ, (૧૦)

પ્રાર્થના.

હે પ્રભો! પ્રકાશના સમૂહથી ભૂષિત આપનું એકવિંશ રૂપ અજ્ઞ જનોના હૃદયમાં રહેલા અંધકારને સત્વર દૂર કરો! (૧૧)

# विशमा रूपनी प्रभावलि ( विषयानुक्रमणिका. )

પ્રભા. ... વિસ્તાર.

૧. પદ્યસંગ્રહ.

૨ તત્ત્વવિચાર.



વિદ્યા.





रुप (पुस्तक) ३२ भाद्रपद कृष्ण १४ संवत् १९९३ दर्शन (अंक ११)


भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावतिपञ्चमः॥

प्रतिष्ठापक

## श्री श्रेयःसाधक अधिकारी वर्ग


તંત્રી
નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ
એ સંઘવીભુવન, લાલાવસાની પોળમાંથી પ્રસિદ્ધ કર્યું.

અમદાવાદ.

વાર્ષિક ઉપહાર રૂ. ૨-૦-૦. પોસ્ટેજ માફ.

# વિષયાનુક્રમણિકા



**શ્રી મહાકાલનો ઉપહાર (લવાજમ) મોકલનાર ઉપાસકો (ગ્રાહકો)ને ખાસ વિ**

અમો તંત્રીને લાંબો સમય બહારગામ તથા હમેશ કામપરત્વે બહાર જવું પડે છે, મનીઓર્ડરનાં નાણાં આપવા આવનાર ટપાલખાતાના માણસનો અને અમારો મેળ ખાતો ન મનીઓર્ડર અથડાય છે. તેથી નીચેને સરનામે શ્રી મહાકાલના કોષાધ્યક્ષને મનીઓર્ડરો મોક લક્ષમાં રાખશોજી. સરનામું:—

શ્રીવિઠ્ઠલરાય ગોવર્ધનપ્રસાદ વ્યાસ. કોષાધ્યક્ષ-મહાકાલ.
મુ. સાંકડી શેરીમાં-લાલાવસાની પોળ, અમદાવાદ.
લિ. નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી તંત્રી-મહાકાલ.


Printed at Commercial Printery, Char Rasta and Published at Sanghavi-Bhuvan, Lalavasani Pole, Sankdi Sheri, Ahmedabad, by Nagindas Purshottamdas Sanghavi.




रूप (पुस्तक ३२) भाद्रपद कृष्ण १४ संवत् १९९३ दर्शन (अङ्क ११)

# શ્રી પરમેશ્વરીનું આવાહન.

( લે૦ પૂ૦ પા૦ શ્રી સુરેશ્વરાચાર્ય ભગવાન્ )

( કરજો કલ્યાણ આજે સર્વનું—એ લય. )

હૃદયે વિરાજો અમ ઇશ્વરી, માજી વિશ્વનાં આધાર,
નયને જોયાં હતાં વિરાજતાં, મહાવાત્સલ્યઆગાર. હૃદયે૦

શાન્તિનાં સુરસરિત્ તમો હતાં રે, દયા-દરિયા સમાન,
મૌન સાથ ગૌરવ ગજાવતાં, દેતાં બાળકોને જ્ઞાન. હૃદયે૦

સાધક સર્વને સદા અર્પતા રે, નિજ સંતતિનો સુખ,
અંતરથી દેતાં અંતરે, સદુપદેશો અમૂલ્ય. હૃદયે૦

સમર્થ સર્વ રીતે છતાં રે, રહ્યાં અબળાને રૂપ,
આપના પ્રભાવે જગે ઝુક્યા, બ્રહ્મ વિશ્વતણા ભૂપ. હૃદયે૦

સુર અસુર મનુજ આદિ સર્વને રે, પાળો પોષો છો આપ,
આપની માયાનું માપ છે નહિ, શ્રુતિ સ્મૃતિ કરે આલાપ. હૃદયે૦

સંગી સહુનાં, છતાં છો રહ્યાં રે, આપ અંતરે અસંગ,
એવાં, માજીશ્રી! અમોને કરો, જેથી જીતિયે જગજંગ. હૃદયે૦

# वातावरणनी असर.

લેખકઃ– વિઠ્ઠલરાય ગો. વ્યાસ.

( આષાઢ માસના પૃષ્ઠ ૫માના અનુસંધાનમાં )

શુદ્ધ, શાંત, આનંદમય અને માંગલ્યકારી વાતાવરણ સ્વભાવતઃ કારણવશાત્ જેવી રીત્યે ઉત્પન્ન થાય છે, તેવીજ રીત્યે તે મનુષ્યના પ્રયાસથી પણ ઉત્પન્ન કરી શકાય છે. એક ગૃહમાં દેવસેવાનો ખંડ જુદો હોય, ધૂપદીપાદિના સહચારથી પૂજન, અર્ચન, જપતપાદિ થતાં હોય તેવા ખંડમાં પ્રવેશ કરતાની સાથેજ મન કોઈ અપૂર્વ શાંતિ અને આનંદનાં નિમગ્ન થાય જે–તેનું ઘણાના અનુભવમાં આવેલું છે. કેટલીક વાર એવું પણ બને છે કે કોઇ બંધ મકાનમાં નિવાસ કરવા જનારને તે ગૃહના બીજા બધા ખંડો કરતાં એકાદ ખંડમાં વધારે પ્રસન્નતા અનુભવાય છે. તે સંબંધમાં તપાસ કરતાં જણાશે કે તેમાં કોઈ ભગવત્પ્રેમી પુરુષે કાંઇ ધાર્મિક અનુષ્ઠાન કરેલ હતાં, કિંવા તે ખંડ ઘણા સમયથી માત્ર જપતપાદિ કે ભગવદ્ભજનના પારમાર્થિક કાર્ય સિવાય અન્ય વ્યાવહારિક કાર્ય માટે વપરાતો નહોતો; અથવા તો તેમાં કેટલાક સમયને માટે કોઇ સંત પુરુષનો નિવાસ થયેલો હતો. આવાં કોઇ કારણોવશાત્ તે ખંડનું વાતાવરણ શુદ્ધ અને આનંદમય થઇ ગયેલું હોવાથી તેમાં પ્રવેશનારના મન ઉપર તેની અસર થયા વગર રહેતી નથી.

આવું વાતાવરણ મનુષ્ય પોતાના પ્રયાસથી પણ ઉત્પન્ન કરી શકે છે. રોગના જંતુઓથી ભરેલા ગૃહમાં તે જંતુઓનો દૂરીભાવ કરવા માટે તેને જેમ ચૂનાથી ધોળવામાં આવે છે, જંતુનિવારક ફીનાઇલ વિગેરે પદાર્થો છાંટવામાં આવે છે, અગર તો લોબાન, ગુગળ, સુખડ અગર અગરબત્તિ કિંવા લીમડા વગેરે જંતુનિવારક દ્રવ્યોની ધૂણીનો ઉપયોગ કરવામાં આવે છે, તેવીજ રીત્યે મલિન અને અશુદ્ધ સૂક્ષ્મ વાતાવરણ દૂર કરવાને માટે સદ્વિચારોનું વાતાવરણ ઉત્પન્ન થઇ શકે છે. આ વિશ્વમાં પરમ તત્વ સર્વત્ર સભર ભરેલું છે. આ પરમતત્વ સત્, ચિત્ અને આનંદરૂપ છે. આ તત્વની અંદર કોઇ પણ પ્રકારનો વિકાર નથી. મનુષ્યોએ ઈર્ષ્યા, અસૂયા, કામ, ક્રોધ, મોહ, લોભ, મત્સર કલેશ, ચિંતા, રોગ, ભય આદિના વિચારોથી તેને દૂષિત કરેલું છે. મનુષ્ય આવા કોઇ પણ વિકારને વશ થાય છે કે તુરતજ આવાં પરમાણુઓ તેની તરફ આકર્ષાઇ આવે છે અને તેની આસપાસ એવું પરિવેષ્ટન કરી દે છે કે મનુષ્ય તેમાં ને તેમાંજ અટવાઇ રહે છે. આવાં વાતાવરણ દૂર કરવાને માટે અને કેવળ શાંત, શુદ્ધ, આનંદમય, સુખમય વાતાવરણ ઉપજાવવા માટે સદ્વિચારો સેવવા જોઇએ અને વૃત્તિમાં એવી **ભાવના** કેળવવી જોઇએ કે આ વિશ્વમાં જે આનંદમય, સુખમય, કલ્યાણમય તત્વ ભરેલું છે તેજ તત્વ મારી પાસે આકર્ષાઇ આવે છે અને વિકારી વાતાવરણને પ્રવેશવા દેતું નથી. પોતાના આત્માની ઉન્નતિને માટે તેમજ ઐહિક તથા પારમાર્થિક વાસ્તવ સુખની પ્રાપ્તિ માટે હમેશાં અમુક સમયે અમુક સમયને માટે સંયમપૂર્વક આવી ભાવનાની આવશ્યકતા છે. આ ભાવના મનની એકાગ્રતાથી કરવાની છે તેટલુંજ નહિ પરન્તુ તે ભાવનાનો પ્રારંભ કરતાં અગાઉ સંકલ્પ કરવો જોઇએ છે. સંકલ્પ વગરની ભાવના યથેષ્ટ ફલને આપતી નથી. 'પરમાત્મ તત્વ આસપાસ સર્વત્ર ભરેલું છે અને તે તત્વનો આવિર્ભાવ થવાને માટે અમુક સમય શ્રી પરમાત્માની પ્રસન્નતા સારૂ હું ભાવના કરીશ' તેવો સંકલ્પ કરવો જોઇએ. આ જગતની અંદર કરેલું કોઈ પણ

કાર્ય કે કર્મ ફલ આપ્યા વગર રહેતું નથી. સંકલ્પ હોય કે ન હોય તોપણ કરેલ કર્મ ફલ આપેજ છે તેવો વિશ્વ વ્યવસ્થાપકનો નિયમ છે. પછી તે ફલ ઐહિક હોય કે પારમાર્થિક. આસન ઉપર બેઠેલો માણસ ઉઠીને પાછો બેસે તેટલી પણ તેની ક્રિયા તેના રુધિરની કાંઇક ત્વરિત ગતિરૂપ ફલને આપે છે. તેજ પ્રમાણે દરેક ક્રિયા કે કર્મ ઉપર કહ્યું તેમ ફલ આપ્યા વગર રહેતાં નથી; પરંતુ જે ક્રિયા સંકલ્પપૂર્વક કરવામાં આવે છે તે ક્રિયાનું ફલ ઘણુંજ જલદીથી ઉત્પન્ન થાય છે. તેટલાજ માટે કોઈ પણ ધાર્મિક ક્રિયા કરવામાં સૌથી પ્રથમ સંકલ્પ કરવાનો હોય છે. એટલે ભાવના પહેલાં સંકલ્પની જરૂર છે.* આવી ભાવનાથી તમારી આસપાસનું વાતાવરણ ક્રમે ક્રમે શુદ્ધ થઈ શાંત, આનંદમય અને સુખકારી થાય છે. આ ઉત્પન્ન થયેલું પરમ શ્રેયસ્કર વાતાવરણ સતત રાખવાને માટે દિન પ્રતિદિન અમુક સમયે તેવા સંકલ્પપૂર્વક ભાવના કરવીજ જોઇએ. એથી તમારી આસપાસ પરમાત્મતત્વનું શુદ્ધ વાતાવરણ જામી જશે અને તેજ વાતાવરણ પછી તમારી રક્ષા કરશે, તમારા વિચારો અને વર્તનો પણ સત્, ચિત્ અને આનંદમયજ થશે. ક્લેશાદિ કે રાગદ્વેષાદિ વિકારોનો ત્યાં પ્રવેશજ નહિ થઇ શકે. ગમે તેવો દુષ્ટ કે દુર્જન મનુષ્ય એ વાતાવરણમાં આવશે કે તુરતજ તેની વૃત્તિમાં પણ આ શુભ વાતાવરણ પ્રવેશીને તેનાં અસદ્ વાતાવરણને તમારા સાન્નિધ્ય પૂરતાં દાબી દેશે. વળી કેટલીક વાર એવું બનવા સંભવ પણ છે કે તમારા વાતાવરણથી ઘણા માણસના કલ્યાણના પણ તમે હેતુ થઈ શકો. તમારું પોતાનું પારમાર્થિક હિત તો નિઃશંકજ છે. **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी** એ સૂત્રાનુસાર તમારી સિદ્ધિ તો પરમાત્મ તત્વની પ્રાપ્તિમાંજ છે. વળી આ પ્રકારનું વાતાવરણ આપે ઉત્પન્ન કરેલું હોવાથી તમારી બુદ્ધિમાં તેજ ભાવના સતત જાગ્રત રહેવાની અને તે મરણપર્યન્ત ટકવાની. બીજું સૂત્ર એ પણ સ્મરણમાં રાખવાનું કે । **मरणे या मतिः सा गतिः** । અર્થાત્ મૃત્યુસમયે પણ આજ ભાવના જાગ્રત રહેવાથી તમારું પર્યવસાન પણ પરમાત્મતત્વમાંજ થશે તેમાં લેશ માત્ર શંકાને સ્થાન નથી. શ્રી ગીતાજીમાં શ્રી કૃષ્ણ ભગવાને પણ આ વાત પર મોહોર સિક્કો માર્યો છે કેઃ **यं यं वापि संस्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् । तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः** ॥ મનુષ્ય જે જે ભાવનું સ્મરણ કરતો કરતો દેહ છોડે છે તે મનુષ્ય હંમેશાં તેણે તે ભાવનુંજ ચિંતન કરેલું હોવાથી તેજ ભાવને પામે છે. આ પ્રમાણેનું શ્રી કૃષ્ણ પરમાત્માનું પ્રમાણવચન હોવાથી અન્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી.

આવા ભાવનાપ્રયોગો માટે જેમ અન્તઃકરણના સદ્વિચારો અને ભાવનામય, તન્મયતાની અપેક્ષા રહે છે, તેમ જે સ્થળે આ પ્રયોગ કરવાનો હોય તે સ્થળ પણ સદ્વસ્તુઓ અને સત્સામ-

* સંકલ્પ અને ભાવનાના વિષયમાં અશ્રધ્ધા કરનારને તેનો પ્રત્યક્ષ અનુભવ લેવો હોય તો તે દરેકને માટે શક્ય છે. રાત્રિએ નિદ્રા લેનારને સવારે ચાર કે પાંચ વાગે જાગ્રત થવાનું હોય અને તે ન બની શકતું હોય તો રાત્રે નિદ્રાની તૈયારી કરતાં પોતાના શયનાસન ઉપર બેસી એકચિત્ત થઇ પોતે પોતાના નામથીજ એટલે મનસુખ હોય તો "હે મનસુખા મને પાંચ વાગ્યે જગાડજે" એમ ધીમે ધીમે ત્રણ વાર બોલીને નિદ્રાધીન થવું. તમે જોશો કે બરોબર પાંચને ટકોરે તમારાં ચક્ષુ ખુલી ગયાં હશેજ!!! પહેલે દિવસે ફલીભૂત ન થવાય તો બીજે અને ત્રીજે દિવસે આ પ્રયોગ કરવાથી ખાત્રી થશે.

ગ્રીથી યુક્ત હોય તો તે આપણા પ્રયોગોને વિશેષ બળપૂર્વક સિદ્ધિને આપે છે. શ્રી સદ્‌ગુરુશ્રીની અગર તો આપણે જેને ઇષ્ટ માનતા હોઇએ તેમની છબી, પ્રતીક કે સાન્નિધ્યમાં, ઘૃતદીપના પ્રકાશમાં, સુખંડ કિંવા ઉત્તમ અગરબત્તિના ધૂપમાં અને સુવાસિત પુષ્પોના સુગન્ધમય વાતાવરણમાં આપણી ભાવનાઓ સત્વર મૂર્તિમંત થાય છે. આનો અર્થ એવો નથી થતો કે આવા સંયોગો વગર કરેલી ભાવના યથેષ્ટ ફલને નથી આપતી. ઉપર પ્રમાણે કરેલી ભાવનાઓનું પ્રમાણ વધી જાય છે ત્યારે આવા આનુષંગિક પદાર્થોની આવશ્યકતા સ્વભાવતઃ જ છૂટી જાય છે.

ઉપર દર્શાવ્યું તેમ ભાવના અમુક સમયે અમુક સમયને માટેજ છે તેમ નથી. વૃત્તિમાં આ ભાવના જાગ્રત થયેથી ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, ચાલતાં, સૂતાં, કામ કરતાં, વાતો કરતાં એની મેળેજ એ ભાવના ચાલ્યાંજ કરશે. પછી અમુક સમય કે અમુક સમયને માટેજનો વિધિ નિષેધ આપોઆપ છૂટી જશે.

બન્ધુઓ ! આ સંકલ્પપૂર્વકનો ભાવનાપ્રયોગ કરવામાં કંટાળશો નહિ તેમ તેમાં અશ્રદ્ધા પણ કરશો નહિ. આ વસ્તુ અશક્ય છે તેવું પણ માનશો નહિ. આ જગતમાં કાંઇપણ અશક્ય નથી. નેપોલીઅન બોનાપાર્ટની ડીક્ષનેરીમાં Impossible શબ્દ હતોજ નહિ. વળી એક બીજા લેખકે પણ કહ્યું છે કે "The word impossible exists in the Dictionary for a fool" શબ્દકોશમાં અશક્ય શબ્દ મૂર્ખને માટેજ છે.

આ પ્રયોગ તો જન્મ મરણથી તરી જવા માટે છે, તમારા આત્માની ઉત્તમોત્તમ ઉન્નતિ માટે છે, અનેક જન્મોનાં સંચિતોને ભસ્મીભૂત કરી દેઇને પરમાત્મતત્વનો સાક્ષાત્કાર કરવા માટે છે. આ જગતની એક ક્ષુલ્લક વસ્તુ પ્રાપ્ત કરવાને માટે તમારે કેટલો પ્રયાસ કરવો પડે છે તે વિચારી જોજો; અભ્યાસ કરનાર વિદ્યાર્થીને પરીક્ષાઓમાં પોતાના ધ્યેયને પ્રાપ્ત કરવાને માટે કેવી તનતોડ મહેનત કરવી પડે છે તે લક્ષમાં લેજો, આજીવિકા મેળવવા માટે કેવા ધમપછાડા કરવા પડે છે તેનું સ્વરૂપ ખડું કરી જોજો. કીર્તિલોભી મનુષ્યોને પોતાની કીર્તિને માટે પોતાના દ્રવ્યનો મનથી કે કમનથી ભોગ આપીને કેવી વિટંબણાઓ વ્હોરવી પડે છે તેનું દશ્ય તમારી દૃષ્ટિ આગળ તારવી જોજો; આ સઘળામાં થતા પ્રયાસો અને સમયનો વિચાર કરશો તો જણાશે કે જેમાં આ સર્વનો સમાવેશ થઈ જાય અને જેના પ્રાપ્તવ્યથી અન્ય કશાની પણ અપેક્ષા ન રહે તે વસ્તુને પ્રાપ્ત કરવામાં ગમે તેટલો સમય જાય અને શરીરને ગમે તેટલો શ્રમ પડે તો તે કાંઈ પણ હિસાબમાં નથી. માટે પોતાના ઇષ્ટ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી, કોઇ પણ શુભ કર્મ કે ક્રિયા શુભ ફલ આપ્યા વિના રહેતાં નથી એ વાર્તા લક્ષમાં લેઇ આ ભાવના કર્યા કરશો તો પ્રાપ્તવ્ય પ્રાપ્ત થશેજ અને પરિણામ શુભજ આવશે.

# श्रीश्रेयःसर्वस्व अथवा श्रीमन्नृसिंहाचार्यचरितामृत.

અનુસંધાનઃ—ચાલતા વર્ષના શ્રાવણ માસના ૧૫૯મા પૃષ્ઠથી.

પણ તમારા વંશની વૃદ્ધિ એ પ્રમાણે બીજી સ્રીથીજ થશે. વળી ભાભી તમે સુજ્ઞ છો, માટે વિચારો કે જો એ પ્રમાણે વંશવૃદ્ધિ થશે તો તેથી તમને પણ આ લોક અને પરલોકનો લાભ થશે કે નહિ? પુત્ર હોય તો તેનાં જનોઇ અને લગ્ન તથા પુત્રી હોય તો તેનું કન્યાદાન કરવું પડે તેમાં આ સંસારનો લહાવો પણ તમને મળશે. તમે મોટાં બુદ્ધિમાન્ છો અને તમારા પતિ ઉપર તમારા પ્રેમની સત્તા ઘણીજ સારી છે, તેમાં વળી આ પ્રમાણે તમે પોતાના સ્વાર્થનો ત્યાગ અને પતિના વંશની વૃદ્ધિરૂપ તેનું પરમહિત ચિન્તવવાની આવી ઉદારવૃત્તિ દર્શાવશો, તો તેથી પતિના અંતઃકરણમાં તમારે માટે કોઇ અસાધારણ માન અને પ્રેમની લાગણી ઉત્પન્ન થઇને હંમેશને માટે કાયમ રહેશે. તમારાં માન પ્રતિષ્ઠા અને પ્રાધાન્યના કિલ્લા વજ્રના જેવા અભંગ થશે અને લોકમાં તો તમારી એટલી વાહવાહ થશે, કે જે સાત સાત પુત્રની માતાઓ પણ પ્રાપ્ત કરી શકતી નથી. બે સ્ત્રી હોય ત્યાં ક્લેશકંકાસ થવાનો સંભવ ગણાય છે પણ જે ઘરમાં મૂઢ અને અજ્ઞાની મનુષ્યો હોય છે ત્યાંજ એવો સંભવ હોય છે. જ્યાં મારા ભાઇ જેવો ધર્મનિષ્ઠ પતિ અને તમારા જેવી પતિવ્રતા પત્ની છે, તે ઘરમાં કદી પણ ક્લેશકંકાસનો લેશ પણ પ્રવેશ થાય એવો સંભવ નથી. છતાં એક વાર એમ માનો, કે કોઇ ખામુખાં દુર્જન મનુષ્યજ મળ્યું, તોપણ મારા ભાઈ કાંઈ કાનના કાચા કે બુદ્ધિહીન નથી; "આપ ભલા તો જગ ભલુ" એ ન્યાયે ભલાનું ભલું થાય છે અને ભુંડાનું ભુંડું થાય છે. તેથી તમારા જેવી ભલી સતીનું તો સર્વ પ્રકારે ભલુંજ થવાનું તથા મારા ભાઇ સારાસારનો વિચાર કર્યા વિના તથા મારી તેમજ તમારી સલાહ લીધા વિના નવીના દોર્યા દોરાય તેમ તો છેજ નહિ એ તો તમે પણ જાણો છો. તમે અમારા કુલાચાર અને વ્યવહારમાં જાણીતાં અને વજનદાર ગૃહિણી તરીકે પ્રતિષ્ઠા પામી ચુક્યાં છો, પતિનાં માનિતાં છો, મોભાદાર છો, અને પતિના હિતમાં આનંદ માનનાર પતિવ્રતા છો તેથી તમારી આખી હયાતી લગી તમારી મહત્તા અને સત્તા લેશ પણ ઓછી થવાની નથી. તમે પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખતાં આવ્યાં છો. તો મારી તમને સલાહ છે કે આ પ્રસંગે પણ તમે પરમેશ્વર ઉપરજ આધાર રાખીને કંકુના કરો, અને મારા ભાઇને તમે બીજું લગ્ન કરવા રાજીખુશીથી રજા આપો છો કે નહિ તે બરોબર ચારે તરફથી વિચારી મને સાચા મનથી કહો.

આ બધી વાત સાંભળીને ભાભી સ્તબ્ધ થઇ ગયાં, અને શું ઉત્તર આપવું તેના વિચારમાં પડી ગયાં. તેમને વિચારનિમગ્ન થએલાં જોઇને દેવબહેને પાછું પોતાનું બોલવું આગળ ચલાવ્યું, ભાભી! આ બાબતમાં હું તમને શ્રી સૂર્યનારાયણની સાખ્યે આ વચન આપું છું (એમ કહીને દેવબહેને ભાભીનો જમણો હાથ પોતાના ડાબા હાથમાં લીધો અને બોલ્યાં) જુઓ ભાભી! વચન માટે રામે રાજ્ય તજીને વનવાસ સેવ્યો, હરિશ્ચંદ્રે રાજ્ય તજી નીચનું દાસત્વ કર્યું. વચનથી બેટાબેટી અપાય છે લેવાય છે. (વચન આપતાં દેવબહેન બોલ્યાં) આ શ્રીસૂર્યનારાયણની સાખ્યે મારૂં વચન છે કે મેં હમણાં તમારા આગળ જે જે બાબતો કહી છે, તે બાબતમાં મીનમેખ જેટલો પણ ફરક પડશે નહિ. જીવનપર્યંત તમારૂં મન ભિન્ન થાય એવો પ્રસંગ કદી પણ આવશે નહિ. માટે મારા-વચનમાં શ્રદ્ધા રાખો પરમાત્માની પ્રાપ્તિ જેવી કઠણમાં કઠણ બાબત તે પણ શ્રદ્ધા"

સિદ્ધ થાય છે, અને એ તો અચલ સિદ્ધાન્ત છે કે જો આપણે સર્વની સાથે ભલાઈ રાખીશું તો આપણું બુરૂં કરવાને કોઇ પણ સમર્થ થવાનુંજ નથી. તમારાં જેવાં સમજુને કાંઇ વધારે કહેવું ઘટતુંજ નથી.

હવે પોતાના વિચારોમાંથી નિર્ણય પર આવીને ભાભી બોલ્યાં—"બહેના હું જાણુ છું કે તમારા નિશ્ચયો કદી પણ ખોટા હોતા નથી, તમારૂં અંતઃકરણ પવિત્ર અને તમારા શબ્દો સાચા અને પ્રામાણિક છે. તથા તમારૂં વર્તન શુદ્ધ અને સંભાવિત છે. પણ કદી કોઈ કુભાર્યા સાથે પાનું પડયું તો પછી સુખને બદલે દુઃખના દરિયામાં ડુબવાનો પ્રસંગ આવે.

દેવબહેને શુદ્ધ હૃદયથી કહ્યું:—એ બાબતમાં તો શ્રીહરિનોજ ખુલ્લો ન્યાય છે 'જે ખાડો ખોદે તેજ પડે'. મેં તમને સુચવ્યુંજ છે કે—"ભલાંનો ભગવાન રક્ષક છે. માટે તમે તમારા પોતાના શુદ્ધ અંતઃકરણમાંજ ઉતરીને વિચાર કરો અને પછી મને તમારો નિર્ણય કહો, તમારૂં અન્તઃકરણ જેથી એક તલભાર પણ દુભાય એવું અમારે કોઇને કરવું નથી.

ભાભી બોલ્યાં:—મને પણ વિચાર કરતાં માત્ર એકજ કારણથી તમારા ભાઇને બીજીવાર લગ્ન કરાવવું એવો નિશ્ચય થાય છે. આપણો પોતાનો આ લોકનો લહાવો અને પરલોકમાં સદ્ગતિ, એ બન્નેના વિચારો આપણા પોતાનાજ સ્વાર્થના હોવાથી જો કે મને કોઈ રીતે અરુચતા તો નથીજ, તોપણ તે તરફ મારૂં મન વિશેષ આકર્ષાતું નથી. પણ આ લોકના ઘણા જીવોના ઉદ્ધારને માટે સમર્થ થાય, એવો પુત્ર આ લગ્નથી ઉત્પન્ન થવાનો સંભવ તમારા જેવાં પવિત્ર તપસ્વિનીને જણાય છે, તો જનસમાજના હિત માટે હું મારા મનના સઘળા વાંધાને વેગળા મૂકું છું. આપણે તો સદાચાર અને પરમેશ્વરની ભક્તિને સેવીએ, તો આપણો પરલોકમાં ઉદ્ધાર થાય અને આ લોકમાં જે લહાવા મળે છે તે વિષે તો મને બહુ મોહ નથી, તેમજ તમારા ભાઈને પણ એ સંબંધી બિલકુલ મોહ નથી. પણ આ અજ્ઞાન જગતનો પોતાની બુદ્ધિથી કે બળથી ઉદ્ધાર કરે, એવો સુપુત્ર આપણા વંશમાં થાય, તો આપણા જગદુપકારક બ્રાહ્મણકુલનુ ખરેખરૂં સાર્થક્ય થાય, એ વાત મારે ગળે સોળેસોળ આના ઉતરે છે. વળી તેવો ઐશ્વર્યવાન્ સુપુત્ર જાણે તમારા ભાઈના બીજા લગ્નથી થશે, એવાં સ્વપ્નાં પણ મને ઘણી વાર આવે છે. તે વાત મેં તમારા ભાઈની ફરીને લગ્ન કરવાની અરુચિ જાણીને તેમની આગળ તેમજ તમારી આગળ કદી પણ કરી નથી. પણ જ્યારે તમારૂં પવિત્ર મન પણ એમજ કહે છે અને જોશી દયારામનો મત પણ જન્મોત્રી જોતાં એવોજ થાય છે, તો મારી અનિચ્છાએ પણ મને વારંવાર આવતાં સ્વપ્નાં ઉપર પણ હવે કાંઇક શ્રદ્ધા બેસે છે; તમારા ભાઇને જો તમે સમજાવો અને તે જો તમારૂં કહ્યું માની બીજીવાર લગ્ન કરે, તો હું જગતના હિતને માટે તેમાં ખુશી છું. હું આ મારા પોતાના અંતરાત્માથી કહું છું. આ પ્રયાસમાં જે પરિણામ આપણા ધારવા જેવો ન થાય, તોપણ આપણો હેતુ જગતના હિતનો હતો એટલો વિચાર આપણા મનમાં આવે તો તે કાંઇ ઓછા સ્વસંતોષનું કારણ નથી.

દેવબહેન ગંભીરતાથી બોલ્યાં:—ભલાં ભાભી! આજ લગી હું તમને મહાસતી પતિવ્રતા માનતી હતી, પણ તમારા પતિવ્રતનો પ્રભાવ મને આજેજ જણાયો છે. તમને પણ પરમાત્માએ સ્વપ્નદ્વારા પોતાની ઇચ્છાનું સુચન કર્યું છે, તેથી તમે પણ આપણા કુટુંબની એક પવિત્ર ગુપ્ત વાત જે હુંજ જાણુંછું તથા જે મેં મારા ભાઇને કહી છે, તે જાણવાને અધિકારી છો; તેથી લ્યો સાંભળો.

તમે તેને મનમાંજ રાખજો, કોઇને કહેશો નહિ. આપણે તો આપણો વિશ્વાસ દૃઢ રાખવાનો છે. લોકો તો જ્યારે સૂર્ય ઉગશે ત્યારે જે જાણનાર હશે તો જાણશે. શ્રીનિર્ધૂમવૈશ્વાનર મહેશ્વરસ્વરૂપ પરમપુરુષ આપણા વંશમાં અવતાર લેશે, એવું દિવ્ય સૂચન પ્રથમથી આપણા પૂર્વજોને થતું આવ્યું છે, અને તે વિષે મારા પૂજ્ય પિતાશ્રીએ મને વિગતવાર આખો વૃતાન્ત કહ્યો છે. તે ઉપરથી હું તમને કહું છું કે, એ યોગ તમારા પતિનેજ બનવાનો છે, અને જગદુદ્ધારક ઐશ્વર્યના મહાસાગરરૂપ વ્યક્તિનાં અપરમાતા હોવાનું સદ્‌ભાગ્ય પણ તમને પ્રાપ્ત થશે.

આશ્ચર્યભાવથી તથા ધાર્મિક વૃત્તિના આવેશથી ભાભી બોલ્યાંઃ—દેવબહેન! તમારી આગળ હું પરમેશ્વર સાખ્યે કહું છું કે, આ જગત્‌માં સ્ત્રીજાતિને શોક્યાળા જેવું બીજું કાંઇ દુઃખ નથી, સ્ત્રીજાતિને શોક્યનું નામ સાંભળતાંજ વૈરવૃત્તિ ઉત્પન્ન થાય છે, એવો સ્વાભાવિક નિયમ પણ તમારા જાણવામાંજ છે. વળી મારૂં અંતઃકરણ પણ સામાન્ય સ્ત્રીજાતિના જેવું જ રાગદ્વેષથી ભરેલું છે, મારૂં મન કાંઈ અસાધારણ ઉચ્ચસ્થિતિયે પહોંચેલુ નથીજ, તોપણ તમે આ વાર્તા કાઢી છે, ત્યારથી મારો જાણે દ્વેષભાવ તો લયજ પામી ગયો હોય એમજ મારૂં અંતઃકરણ જોતાં મને જણાય છે; તેથી ઉલટું મને શોક્ય ઉપર અને તેનાં સંતાનો ઉપર એક જાતનો પ્રેમભાવ મારા મનમાં સ્ફુરે છે; મને શોક્ય વિષે અને તેનાં સંતાનો વિષે વિચાર કરતાં આનંદ અને સંતોષનો ભાવ પ્રકટે છે. મારો અંતરાત્મા તો આ પ્રમાણે સૂચવે છે, પણ જીવસ્વભાવને રાખવી જોઇતી સાવધતા અર્થેજ મેં સંશય દર્શાવ્યો હતો. આ લગ્નથી જનકલ્યાણ થવાનું છે એમ મને વિશ્વાસ પડે છે, તથા હું તો જાણે કૃતકૃત્ય થઈ ચૂકી એવું ભાન મને થાય છે માટે આ બાબતમાં મારી સોળે અંગે સંમતિ છે, એમ હું ખુશીથી કહું છું-તમારા ભાઇને બીજું લગ્ન કરવાને હું ખુશીથી કહું છું. તમારા ભાઇને બીજું લગ્ન કરવાને હું પણ સમજાવવા પ્રયત્ન કરીશ, તેમાં તમે મને મદદ કરજો એજ મારી ઇચ્છા છે.

દેવબહેન ઘણા પવિત્ર ભાવથી બોલ્યાંઃ—ઉચ્ચ હૃદયનાં ભાગ્યશાળી ભાભી! તમારો અંતરાત્મા પવિત્ર છે; અને તે સાખ્ય પૂરે છે તે સાચીજ છે. તમારા જેવી સતી પતિવ્રતાનો અંતરાત્મા જે સાખ્ય પૂરે તે સાચીજ હોય છે. એજ સૂર્યોદયની પહેલાંથી થતો અરૂણોદયનો પ્રકાશ છે, અને તમારા જેવાંના પવિત્ર અંતઃકરણમાં ઇચ્છા થતાં પહેલાંજ એ ઇચ્છાનો વિષય સિદ્ધ થઇ ગયેલોજ હોય છે. તમારા પતિના લગ્ન ગયેકાલ રાત્રે થઈ ગયાં છે. વરભક્ષ પણ અત્યારમાં થઇ ગયો હશે, અને હવે થોડાક સમય પછી મધ્યાન્હે ગૃહપ્રવેશનું મુહૂર્ત હોવાથી તે વરકન્યા અહીં આવશે. પણ; ભાભી! હું તમારી એક બાબતમાં ક્ષમા માગું છું, કેમકે મેં પહેલેથી તમને પૂછ્યા વિના આવી પ્રવૃત્તિ કરી છે, અને કામ પ્રથમ કરીને પછી તમારી સંમતિ લેવાને તમારી આગળ વાત કરી છે.

ભાભી શુદ્ધ અંતઃકરણથી બોલ્યાંઃ—પવિત્ર બહેન! એવું બોલશો નહિ, હિત જ કરવાનું હોય ત્યાં 'પહેલું પૂછવાનું' હોતું નથી; મને પ્રથમ પૂછ્યા વિના તમે આ કામ કર્યું એ તો મારા વિષે આપનો સંપૂર્ણ વિશ્વાસજ સૂચવે છે. માટે તમે મારાં પૂજ્ય છો અને મારી ક્ષમા તમે માગો એ તો અજુગતું ગણાય.

દેવબહેન આનંદ પામીને બોલ્યાંઃ—બુધ્ધિમાન્ અને સુજ્ઞ ભાભી! જ્યારે સાધન અને સામગ્રી તૈયાર મળી આવતાં હોય ત્યારે કોઇ પણ કારણસર સ્વલ્પ પણ સમય ખોવો એ કાર્યસિદ્ધિને

વિલંબાવવા બરોબર છે. વિલંબ એ વિઘ્નને અવકાશ આપનાર છે અને શુભ કામમાં વિઘ્નનો સંભવ વિશેષ રહે છે, તેથી મને તમારો તો વિશ્વાસજ હતો, એટલે ઇતર કોઇના જાણવામાં ન આવે તે રીતે ગુપ્તપણે કાર્ય સિદ્ધ કર્યા પછીજ બહાર પડે એવી યોજનાથી મેં કામ કર્યું છે, નારદીપુરથી કન્યાને, તેનાં માતાપિતાને તથા અમદાવાદથી ગોરશ્રી ઉમિયાશંકરને હું સાથે લેતી આવી હતી મોટીફલોદ મુકામે ગઇ રાત્રે લગ્ન પણ થઈ ગયાં છે.

પરમઉદાર પતિવ્રતા ભાભી બોલ્યાં:—બહેન! જેમાં તમારા જેવાં પવિત્ર સાધ્વીનો હસ્ત હોય એવી કોઇ પણ બાબત સિદ્ધ થયા વિના રહેતી નથી. પણ થોડાજ વખતમાં હવે વરકન્યા વગેરે અત્રે આવશે; માટે આપણે તેમને સઉને માટે તથા પાંચ સગાંવહાલાંને જમાડવા માટે જે કાંઇ ગોઠવણ કરવી જોઇયે, તે તમે મને કહો તે પ્રમાણે કરવા માંડું.

દેવબહેન બોલ્યાં:—પતિવ્રતાશિરોમણિ! ધન્ય છે, તમારા ઉત્સાહને! આપણે કાંઈ ઝાઝી ઉપાધિ કરવાની નથી. આપણાં નિકટનાં સગાંવહાલાંમાંજ આજ તો નોતરાં દેવાં છે, અને તે બધાં તો તમારા જાણવામાં છે, એટલે કેટલી રસોઈ કરવી, તે પણ તમે જાણો છો; હું ધારૂં છું આશરે સવાસો માણસની રસોઇ પૂરતી થશે. તો તમે પાણી વગેરે ભરાવવાની ગોઠવણ કરો, અને રસોઇને માટે પણ આરંભ કરાવી દ્યો. કંસાર માટે ભરડાવેલા ઘઉં તો ગામથી તૈયારજ આવશે તે સિવાય બીજું બધું અહીંઆ તૈયાર કરવાનું છે—એટલી વ્યવસ્થા તમો કરો.

પ્રસન્નતાથી ભાભી બોલ્યાં:—તે બધું તૈયારજ થયું સમજજો. પણ બહેન! જે કામ ભલભલા થી પણ ન બને તે કામ તમે કર્યું છે. તમે થાકયાંપાકયાં હશો, માટે હવે તમે કાંઇક મ લ્યો.

દેવબહેન નિરભિમાનપણે બોલ્યાં: —સત્પાત્ર ભાભી! જે કાંઇ થાય છે તે શ્રી પરમેશ્વરજ છે. મનુષ્યથી કાંઇ થતું નથી; મનુષ્યનાં ફાંફાં તે તો નિમિત્ત માત્રજ છે.

શ્રદ્ધાપૂર્વક ભાભી બોલ્યાં:—અને જે કાંઇ પરમેશ્વર કરે છે, તે પોતાનાં ભક્તજનોનાં કલ્યાજ માટે; મોટી બહેન! તો હવે તમે જરીક પગ વાળીને બેસો, તમારી સૂચના પ્રમાણે બધું હું ર કરાવું છું.

દેવબહેન બોલ્યાં:—પણ હું હજુ પ્રાણબહેનને મળી નથી, તેથી તેમને મળતી આવું અને ઘટે નોતરાં પણ દેતી આવું; તેમજ વરકન્યાને પોંખાવવાની પણ વ્યવસ્થા કરતી આવું.

એ પ્રમાણે કહીને દેવબહેન પ્રાણબહેનને ઘેર ગયાં. (અપૂર્ણ)

સંઘવી.



# प्रस्ताविक प्रकीर्ण

## ( સંગ્રાહક વિ. ગો. વ્યાસ. )

**વિજ્ઞાનની શોધ.** આપણા આર્યધર્મ પ્રમાણે આ દૃશ્ય જગત્ સ્વપ્નવત્ માનવામાં આવે છે. જાગ્રદવસ્થામાં જેમ સ્વપ્ન અસત્ય છે તેમ જ્યારે પરમ તત્વનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આ દૃશ્ય પ્રપંચ પણ તેજ પ્રમાણે અસત્ય ભાસે છે. સ્વપ્ન સત્ય છે તો જગત્ સત્ય છે અને સ્વપ્ન જો અસત્ય છે તો જગત્ તેજ પ્રમાણે અસત્ય છે. અર્થાત્ સ્વપ્ન અને જાગ્રદવસ્થામાં કાંઇ પણ ભેદ નથી. પાશ્ચાત્ય વિજ્ઞાનવાદીઓએ નિદ્રા, સ્વપ્ન અને જાગૃતિમાં શો શો ફેર છે તે શોધી કાઢવાના પ્રયત્નો આરંભ્યા છે. સિનેમાસૃષ્ટિની ફીલ્મથી પીટર્સબર્ગના બે ચાલાક વિજ્ઞાનવાદિઓએ અર્વાચીન પદ્ધતિથી ઉત્તમ પ્રકારના નિર્ણયો તારવી કાઢ્યા છે. નિદ્રાસ્વપ્નના આ પ્રશ્ન ઉપર એકાગ્રતાથી વિચાર કરીને તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા કે જુદા જુદા નિદ્રાધીન મનુષ્યો (સ્ત્રીઓ અને પુરુષો)ની ફીલ્મો લેઇને તેઓની મુખમુદ્રાઓ ઉપરથી અનુમાન તારવી કાઢવાં એ ઉત્તમોત્તમ રસ્તો છે. એટલે તેઓએ ભિન્ન ભિન્ન સમયે, ભિન્ન ભિન્ન સ્થળે, અને ભિન્ન ભિન્ન સંયોગોમાં લીધેલ ફીલ્મો એકત્રિત કરી. તેમને જણાયું કે તેમાંથી કોઇ પણ બે મનુષ્યોની નિદ્રા કે સ્વપ્નમાં મળતાપણું નહોતું. આ વિજ્ઞાનવાદીઓએ એકંદરે ૨૦૦ પ્રયોગો કર્યા અને પ્રતિપાદન કર્યું કે નિદ્રાના ૨૦૦ જાતના પ્રકાર છે. દરેક મનુષ્યને તેની નિદ્રા લેવાની રીતિ ખાસ પ્રકારનીજ હોય છે અને તેમાં જો તેના હાથ અગર પગની સ્થિતિમાં કાંઇ ફારફેર કરવામાં આવે છે તો તે નિદ્રાધીન મનુષ્ય સત્વર તે મૂળની સ્થિતિમાંજ ફેરવી નાંખે છે.

નિદ્રાધીન થનાર મનુષ્ય તેની ઇંદ્રિયસંવ્યવસ્થાને અનુકૂળ અંગસ્થિતિ કેવી હોવી જોઇએ તે તેની બુદ્ધિ પ્રેરણાથીજ નિર્ણય કરી લે છે. જ્યારે તે પીડાગ્રસ્ત હોય અગર તેના ઉપર કાંઇ શસ્ત્રક્રિયા કરવામાં આવી હોય ત્યારે આરામ લેવાને માટે જોઇતી અંગસ્થિતિ તે પોતેજ ધારણ કરી લે છે.

જ્યારે અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ ફીલ્મોને ખુલ્લી ત્યારે ઘણી આશ્ચર્યજનક હકીકતો તેમાંથી જણાઇ આવી. આપણી જાગ્રદવસ્થામાં આપણા મુખ ઉપર જેવા હાવભાવો દોરાય છે તેવા અને તેથી પણ વધારે આપણી નિદ્રિતાવસ્થામાં આપણા વદન ઉપર અંકિત થાય છે. મ્હોંનું વાંકું ચુકું થવું, ભ્રમરોનું સંકોચાવું કે ખેંચાવું, મંદમંદ હસવું કે ખડખડાટ હસવું, તેમજ ડુસકાં ભરવાં કે રોવું એ ત્યાદિ ચિન્હો અને ભાવો જાગ્રદવસ્થા જેવાજ નિદ્રાધીન અવસ્થામાં જોવામાં આવ્યા. ગુસ્સો અને ખુશમિજાજ, આનંદ, શોક અને ભય મનુષ્યની સ્વપ્નાવસ્થામાં જાગ્રદવસ્થા કરતાં પણ એક પછી એક ત્વરિત ગતિથી પસાર થાય છે. સેંકડો વર્ષો ઉપર શાસ્ત્રવિદોએ સ્વપ્ન સંબંધી જે રહસ્ય મીમાંસા જણાવેલી તેને આ સંપૂર્ણ પુષ્ટિ આપે છે. કેટલાક દૃઢ શરીરસંપત્તિવાન્ પુરુષો નિશ્ચયપૂર્વક કહે છે કે તેઓને સ્વપ્ન આવતાંજ નથી; અન્ય કહે છે કે તેઓને પુષ્કળ સ્વપ્ન આવે છે અને સ્વપ્નોને તે સવિસ્તર કહી જઈ શકે છે.

છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે, મનુષ્યોને ગાઢ નિદ્રામાં પણ નિયમિત રીત્યે સ્વપ્નો આવ્યાંજ કરે છે. પરંતુ જ્યારે તેઓ જાગ્રદવસ્થામાં આવે છે ત્યારે હંમેશાં તેમનાં સ્વપ્નો સ્મરણમાં રહેતાં નથી. કેટલીકવાર એમ પણ બને છે કે તે સ્વપ્ન આપણે યાદ રાખવા માગતા નથી કિંવા તે

સંબંધી કાંઇ પણ કહેવા માગતા નથી. આપણી સંપૂર્ણ શુદ્ધિવાળી જાગૃતાવસ્થામાં જેટલે દરજ્જે તથ્યાંશ છે તેટલેજ દરજ્જે આપણી સ્વપ્નાવસ્થામાં પણ તથ્યાંશ છે. આપણાં સ્વપ્નોમાં વિરામ સ્થાનો નથી, પરન્તુ અમને સ્વપ્ન આવતાંજ નથી અગર આવ્યાં નથી એવું આપણે કહીએ છીએ ત્યારે વાસ્તવ રીતે આપણે સત્ય કથન કરતા નથી, કેમકે ભિન્ન ભિન્ન મનુષ્યોને ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વપ્નો આવે છે તેથી તેઓ વસ્તુતઃ એક બીજાથી ભિન્ન પ્રકૃતિના છે તેમાં કાંઈ અર્થ નથી. તેઓને જે સ્વપ્ન આવ્યાં હોય તેના સ્મરણ સંબંધમાં તેમજ એ સ્વપ્નોને તેમના સંબંધમાં શો મર્મ છે તે પુરતીજ તેની વિશિષ્ટતા છે. વળી એ વાર્તા પણ તેટલીજ સત્ય છે કે તંદ્રાવસ્થામાં આવેલ સ્વપ્ન જેટલી સહેલાઈથી સ્મરણમાં રાખી શકીએ છીએ તેટલી સહેલાઈથી ગાઢનિદ્રામાં આવેલ સ્વપ્ન સ્મરણમાં રાખી શકતા નથી.

નિદ્રાધીન અવસ્થામાં આપણી વર્તનચર્યામાં જે ચંચળતા જણાય છે તેથી એમ પુરવાર થાય છે કે આપણી સ્વપ્નાવસ્થાનું કથન પણ સત્યજ છે. કેટલીકવાર એમ બને છે કે આપણે નિદ્રામાંથી જાગીએ છીએ ત્યારે નિદ્રાને લીધે આપણને જે આરામ અને શાંતિ મળવી જોઈએ તે ન હોતાં આપણે શ્રમિત જણાઈએ છીએ, આનો અર્થ એ નથી કે આપણને બરોબર નિદ્રા નહોતી આવી પરંતુ વાસ્તવ રીતે ખરાબ અને શ્રમિત કરી નાંખે તેવી સ્વપ્ન સૃષ્ટિમાં આપણે પડયા હતા.

અમેરિકન વિજ્ઞાનવાદીઓ પોતાના સંશોધનમાંથી આ આશ્ચર્યજનક ફલિતાર્થ તારવીને હવે આ રીતેદ્વારા પોતાના પ્રયોગો આગળ ધપાવીને ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વપ્નો શોધી કાઢી તેનાં નામ નિર્દેશ કરી નિદ્રા સંબંધી માનસશાસ્ત્ર અને જીવનશાસ્ત્ર પ્રતિપાદન કરવા માગે છે. કારણકે તેઓનું એવું મંતવ્ય છે કે જો નૂતન શોધો જાણવામાં આવે તો ખરાબ સ્વપ્નો અટકાવવાના અથવા તો નિદ્રા લેવાની દોષયુક્ત પદ્ધતિને સુધારવાના સફળ માર્ગો મદદ કરી શકાય.

સલાહ કહો કે ઉપાય કહો, બતાવેલ છે અને તે પ્રમાણે વર્તનાર સુખપૂર્વક શાંતિથી નિદ્રા લેઇ શકે છે. કોઈ પ્રસંગે આવેલ સુસ્વપ્નોનાં મર્મો પણ સમજી શકે છે, તેમ છતાં પરપ્રત્યયનેય બુદ્ધિથી નવીનતા તરફજ દોરાનારા મનુષ્યો પોતાના હાથનો સાચો અમૂલ્ય હીરો ગુમાવી માત્ર નિર્માલ્યં કાચપીજ મોહને પામે છે—એજ દીલગિરીની વાત છે!!!

## બ્હેરાઓ અને આંધળાઓ માટે નવીન ઉપચારો.

અંધત્વ અને બધિરત્વ એ મનુષ્ય ઉપર મહાનમાં મહાન આફતો છે. બહેરો માણુસ એમ સમજે છે કે તેની અને બહારની દુનિયાની વચ્ચે એવી મ્હોટી દિવાલો ઉભી કરી દેવામાં આવી છે કે તે કાંઈ પણ શ્રવણુજ ન કરી શકે. આંધળા માણુસની સ્થિતિ તો તેથી પણ વિશેષ ખરાબ છે. વિજ્ઞાનશાસ્ત્રી આવા માણુસો માટે નવી નવી શોધોમાં મચ્યાજ રહે છે અને તેના પરિણામે હાલ બે નવી શોધો બહાર આવી છે.

આ નવીન મદદ વિદ્યુતશક્તિદ્વારાની છે, જો શ્રવણેન્દ્રિયની શિરાઓ વ્યવસ્થિત હોય અને માત્ર શ્રવણુનલિકામાંના કોઇક અંતરાયથી તેના સાંભળવામાં વાંધો પડતો હોય તો તે મનુષ્ય રેડીયોની મદદથી સાંભળી શકે છે, લાઉડ સ્પીકરથી કે મસ્તકફોનથી નહિ પરન્તુ તેને માટે સામાન્ય ટેલીફોન જેવું પણ તેથી કાંઇક ન્હાનું એક વિચિત્ર પ્રકારનું યંત્ર બનાવવામાં આવ્યું છે. આ યંત્ર બ્હેરા માણુસના કાન પર મુકવાનું હોતુ નથી પરન્તુ તેના મોંમા દાંતોની વચ્ચે રખાવવામાં આવે છે. શબ્દ સ્વરના આંદોલનો તે દ્વારા બ્હેરા માણુસના મસ્તિષ્કના અસ્થિઓમાં પ્રવેશ કરે છે. કેમકે અસ્થિ ઉત્તમ સ્વરવાહક છે. તેથી વિદ્યુતદ્વારા આ અસ્થિઓમાં થઇને બ્હેરો માણુસ શબ્દો શ્રવણુ કરી શકે છે,

**બ્હેરા મુંગાને શિક્ષણ.** હમણાંજ થોડા સમય ઉપર "ટેલીટેક્ટર" નામનું નવું યંત્ર બનાવવામાં આવ્યું છે. આ યંત્રથી બ્હેરા મનુષ્યો સાંભળી શકે છે તેટલુંજ નહિ પરન્તુ બ્હેરામુંગા પણ સાંભળી શકે છે. આ યંત્રની મદદથી સ્વરનાં આંદોલનો સ્પર્શેન્દ્રિયદ્વારા પહોંચાડી શકાય છે. ઘણા દેશોમાં બ્હેરાંમુગાં છોકરાંઓને આ યંત્રથી શિક્ષણુ આપવામાં આવે છે. શિક્ષક આ સૂક્ષ્મસ્વરવાહક યંત્રમાં એક શબ્દ બોલે છે અને એક સામા પાટિયા ઉપર તેજ શબ્દ લખેલો હોય છે તે સાથે સાથે બતાવે છે. મુંગો છોકરો એક વિદ્યુદાકર્ષક આંદોલન યંત્ર હાથમાં પકડે છે અને તેની તીક્ષ્ણુ સુગ્રાહક ચેતનાશક્તિના લીધે સૂક્ષ્મ સ્વરને ગાઢો સ્વર બનાવનાર યંત્રદ્વારા આંદોલનો અનુભવી શકે છે. જે આંદોલનની છાપ તેના મન ઉપર પડે છે તેવું પાટીયા ઉપરના શબ્દની સાથે તે અનુસંધાન કરે છે. કેટલીક તાલીમ આપ્યા પછી એ યંત્રદ્વારા બોલેલ દરેક શબ્દ માત્ર સ્પર્શેન્દ્રિયથીજ સાંભળી શકે છે. શ્રવણુ કરી શકનાર અને શ્રવણુ કરવાની અશક્તિવાળા વચ્ચે તો વ્યવહાર સૂક્ષ્મસ્વરવાહક યંત્રથી કરી શકાય, પરન્તુ બ્હેરામુંગા સાથેનો વ્યવહાર તો "ટેલીટેક્ટર" દ્વારા મનુષ્યની દરેક વાણી સાંભળવાને બદલે સ્પર્શેન્દ્રિયથી ગ્રહણુ કરી શકાય છે.

**અંધ માણુસોને માટે કિરણો**—સામાન્ય મુદ્રિત કરેલા અક્ષરો સ્પર્શેન્દ્રિયથી જાણી શકાય તેના આને મળતી પદ્ધતિ બિચારા અંધ માણુસોને માટે દાખલ કરવામાં આવી છે. એક ખાસ કિરણુ મુદ્રિત કરેલ ભાગમાં પસાર કરવામાં આવે છે. આ કિરણુને ફોટો-બિન્દુની સાથે સંયોજીને બેટ્રીલ

સંબંધી કાંઇ પણ કહેવા માગતા નથી. આપણી સંપૂર્ણ શુદ્ધિવાળી જાગ્રદવસ્થામાં જેટલે દરજ્જે તથ્યાંશ છે તેટલેજ દરજ્જે આપણી સ્વપ્નાવસ્થામાં પણ તથ્યાંશ છે. આપણા સ્વપ્નોમાં વિરામ સ્થાનો નથી, પરન્તુ અમને સ્વપ્ન આવતાંજ નથી અગર આવ્યાં નથી એવું આપણે કહીએ છીએ ત્યારે વાસ્તવ રીત્યે આપણે સત્ય કથન કરતા નથી, કેમકે ભિન્ન ભિન્ન મનુષ્યોને ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વપ્નો આવે છે તેથી તેઓ વસ્તુતઃ એક બીજાથી ભિન્ન પ્રકૃતિના છે તેવો કાંઈ અર્થ નથી. તેઓને જે સ્વપ્ન આવ્યાં હોય તેના સ્મરણ સંબંધમાં તેમજ એ સ્વપ્નોને તેમના સંબંધમાં શો મર્મ છે તે પુરતીજ તેની વિશિષ્ટતા છે. વળી એ વાર્તા પણ તેટલીજ સત્ય છે કે તંદ્રાવસ્થામાં આવેલ સ્વપ્ન જેવી સહેલાઇથી સ્મરણમાં રાખી શકીએ છીએ તેવી સહેલાઇથી ગાઢનિદ્રામાં આવેલ સ્વપ્ન સ્મરણમાં રાખી શકતા નથી.

નિદ્રાધીન અવસ્થામાં આપણી વદનચર્યામાં જે ચંચળતા જણાય છે તેથી એમ પૂરવાર થાય છે કે આપણી સ્વપ્નાવસ્થાનું જીવન પણ સત્યજ છે. કેટલીકવાર એમ બને છે કે આપણે નિંદ્રામાંથી જાગીએ છીએ ત્યારે નિદ્રાને લીધે આપણને જે આરામ અને શાંતિ મળવી જોઇએ તે ન હોતાં આપણે શ્રમિત જણાઇએ છીએ, આનો અર્થ એ નથી કે આપણને બરોબર નિદ્રા નહોતી આવી પરંતુ વાસ્તવ રીતે ખરાબ અને શ્રમિત કરી નાંખે તેવી સ્વપ્ન સૃષ્ટિમાં આપણે પડ્યા હતા.

અમેરિકન વિજ્ઞાનવાદીઓ પોતાના સંશોધનમાંથી આ આશ્ચર્યજનક ફલિતાર્થ તારવીને હવે આ ફીલ્મોદ્વારા પોતાના પ્રયોગો આગળ ધપાવીને ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વપ્નો શોધી કાઢી તેનાં નામ નિર્દેશ કરી નિદ્રા સંબંધી માનસશાસ્ત્ર અને જીવનશાસ્ત્ર પ્રતિપાદન કરવા માગે છે. કારણકે તેઓનું એવું મંતવ્ય છે કે જો મૂળભૂત કારણો જાણવામાં આવે તો ખરાબ સ્વપ્નો અટકાવવાના અથવા તો નિદ્રા લેવાની દોષયુક્ત પદ્ધતિને સુધારવાના સફળ માર્ગો ગ્રહણ કરી શકાય.

આવેલ સ્વપ્નનું સવિસ્તર વર્ણન જો સ્મરણમાં રહી શકવાનું શક્ય બને તો ટુંક અવધિમાંજ દરેક સ્વપ્નની સંપૂર્ણ ( ક્રિયા હાથ કરવાનું પણ સંભવિત થશે. તેમ થયે વૈદકશાસ્ત્રને ઘણોજ લાભ થશે. કારણ કે માત્ર આપણી નિદ્રાધીન અવસ્થા કે સ્વપ્નાવસ્થાને ફક્ત નહિ પરંતુ આપણી જાગ્રદવસ્થાને પણ તે ઘણું સાહાય્યકારક થઇ પડશે. અમેરિકન વિજ્ઞાનવાદિઓનું એવું કહેવું છે કે જાગ્રદવસ્થા એ કાંઇ જુદી અવસ્થા નથી પરન્તુ આપણી સ્વપ્નાવસ્થાનું એ માત્ર અનુસંધાનજ છે.

યુરોપ અને અમેરિકન વિજ્ઞાનવાદિઓના આ પ્રયાસો અને લેખો ઉપર બરોબર મનન કરવાથી જણાશે કે આપણા આર્યોએ જે સિદ્ધાંતો હજારો વર્ષો ઉપર નિર્ણીત કરી મુક્યા છે તેજ સિદ્ધાંતો ઉપર તેઓ ધીમે ધીમે આવતા જાય છે. આપણાં શાસ્ત્રો ડિમડિમ વગાડીને કહે છે કે આ જીવન અને આ જગત્ માત્ર સ્વપ્ન જેવું છે, સ્વપ્નસૃષ્ટિ અને આ જગત્સૃષ્ટિમાં કાંઇ પણ ભિન્નતા નથી. હાલની કેળવણીમાં અને પાશ્ચાત્ય સંસ્કારોથી રંગાયેલા મનુષ્યો તૈયાર કરી રાખેલા શુદ્ધ જળનું પાન, તેમાં શંકાશીલ બનીને, કરી શકતા નથી, પરંતુ કેવળ અશુદ્ધ જળને પ્રયોગોદ્વારા શુદ્ધ થયેલું માનીને તેનો આદરપૂર્વક સ્વીકાર કરે છે. આપણા શાસ્ત્રકારોએ દુઃસ્વપ્નોના અભાવપૂર્વક ગાઢનિદ્રા લેવા માટે શયન કરતા અગાઉ પોતાના શયનાગારમાં બેઠાં બેઠાં છટ મંત્રની અમુક માળા ફેરવવાની તથા અમુક અમુક નામોનું સ્મરણ કરી જવાની આજ્ઞા કરી કે ઉપદેશ કર્યો.

# सज्जनो अने साधको तरफथी श्री महाकाळ भगवान्‌ने स्वागत

તંત્રી,

જત ફરીથી મહાકાલ અસલ સ્વરૂપમાં પ્રગટ થયું જાણી અત્યંત આનંદ થયો. આ સ એક કાવ્ય ઉપેન્દ્ર આપના ઉપર લખી મોકલ્યું છે તો તેને આપ જરૂર સ્થાન આપશો.

હું વિરમગામવાળા છોટાલાલ સુરજરામ દવેનો ભાણો થઉં છું. કાવ્યો રચવાં, લેખો લખ બહાર આવવું એ મારા જીવનનો સિદ્ધાંત છે એમ હું માનું છું. મારે કંઇ મોટા લેખક થઇ જુ સ્વાંગને સજી દેવાનો લેશ પણ વિચાર નથી. હું જે છું તે છું.

બીજું આપણા મહાકાલ માટે હું બનતી મહેનત ઉઠાવીશ અને મહાકાલને ફરીથી અસ સ્વાંગમાં લાવી જનતા અગાડી મૂકવું એમાંજ આપણો સમાવેશ થાય છે. બીજું મારાથી બન મહેનત તો હું જરૂર કરીશ. આપ પણ કંઇ કામ પડે તો ફરમાવશો તો જરૂર આ સેવક આપ સેવામાં હાજર રહેશે. એજ. અહીંથી હું વિરમું છું.

**નરહરિપ્રસાદ ચંદ્રશંકર ભટ્ટ** ( ઉમરેઠવાળા )

## ઉપરના પત્રનો ઉત્તર,

**પ્રિય ચિરાયુ: ભાણાભાઈ!**

સંસ્કારી મામાના આપ જેવા સત્પાત્ર ભાણેજને **શ્રી મહાકાળના** પુનઃપ્રાકટ્યથી આનં થાય એ સ્વાભાવિક છે. સાત્વિક ગદ્ય પદ્ય રૂપ લેખો લખવા વાંચવાથી જીવનનો લક્ષ્ય સિદ્ધાન્ત પ્રાપ્ત થાય છે, અને તેને આચારણમાં મૂકવાથી જીવન સફળ થાય છે, એ આપનો માર્ગ સ્તુત્ય છે. પોતાના વ્યકિતત્વમાં દૃઢ રહેવાનો આપનો નિશ્ચય સારો છે. અસલ સ્વરૂપે રહેવું એ સન્નિશ્ચય સજ્જનોને શોભાપ્રદ છે. આપના મારા પ્રત્યેના પ્રેમભાવને માટે હું આભારી છું. ગદ્યપદ્ય શ્રી મહાકાળ માટે મોકલતા રહેશો.

લિ. તંત્રીઃ—**મહાકાળ**

**મુંબઇ તા. ૭–૯–૩૭**

**પરમ ભકિતભાજન શ્રીયુત સંઘવી,**

આશા છે કે આપ કુશળ હશો, 'મહાકાળ' નિયમિત મળે છે. આપની આ પ્રવૃત્તિને માટે આપને ધન્યવાદ. આપ કદાચ નામથી નહિ ઓળખો. પરંતુ હું 'ગુજરાતી'માં મેનેજર હતો. અને અમદાવાદનો વતની છું. જ્યાં સુધી મને સ્મરણ છે, ત્યાં સુધી સ્વ. ભગુભાઇ ફતેહચંદ કારભારી સાથે પ્રથમ વેપારની પ્રવૃતિ શરૂ કર્યા પછી અનેકવિધ પ્રવૃત્તિ આદરી. જો તેમ ન થયું હોત તો ગુજરાતને આપની લેખિનીથી અતિશય લાભ થયો હોત એટલુંજ નહિ પણ સારી ગુજરાતને આપે સારી દિશામાં વલણ આપ્યું હોત. ભૂતકાળની વાત જવા દઇએ. આપે જે પ્રવૃત્તિ હમણાં શરૂ કરી છે તે યશસ્વી થાય અને ગુજરાતને તેથી લાભ થાય એમ પરમ કૃપાળુ પરમાત્મા પાસે યાચું

છું. અને ઇચ્છું છું કે આપે ઉઠાવેલા આ સ્તુત્ય કાર્યને વળગી રહી ગુજરાતની સેવા કરવાનું શ્રેય સાધશો. 'મહાકાળ' માટે કંઇ એકાદ લેખ મોકલી આપીશ.

**લી. વિનયાવત રમણિકના પ્રણામ.**

---

## ઉપરના પત્રનો ઉત્તર

**પરમ સ્નેહી ભાઇશ્રી રમણિકભાઇ એ. મહેતા,**

ઘણા સમય પછી આપનો પત્ર મળ્યો. તેથી આનંદ થયો. આપે પત્રમાં આપેલ પરિચયથી અભિજ્ઞાન થયું. આપે સૂચવેલ સદ્ભાવ માટે આભારી છું.

વેપારની પ્રવૃત્તિ દરમ્યાન તેમજ તે પછીની વિવિધ પ્રવૃત્તિયોમાં પણ દેશને સ્વધર્મ પંથે પ્રેરવો એ સંકલ્પ પ્રમાણેજ પ્રવૃત્તિ શ્રીઇષ્ટે કરાવી છે. આ પ્રવૃત્તિમાં પણ એજ ઉદ્દેશ છે.

શ્રી મહાકાલ માટે તેને અનુરૂપ એકાદ લેખ નહિ, પણ વખતો વખત લેખ મોકલતા રહેશો એવી અભિલાષા છે.

**લિ. સંઘવીનાં સ્નેહ સ્મરણ,**

---

# શ્રીમૃત્યુંજય મહાવિદ્યા

**( લે૦ સંઘવી )**

*( અનુસંધાન—ગયા વૈશાખ માસના અંકના પૃષ્ઠ ૭૧ માંથી )*

આ સ્થળે કેટલાક સજ્જનો એવી શંકા કરે છે કે—જે આ સંસારમાંના તમામ પદાર્થોની પેઠે આ દેહ પણ નાશવાન્ છે, તે જ્યારે ત્યારે પણ નાશને તો પામવાનોજ છે. તો પછી તેને ચિરંજીવી બનાવવાથી શો લાભ? તેથી **મૃત્યુંજય મહાવિદ્યાની** સાધનાની નકામી લપમાં શા માટે પડવું જોઇયે? કેવળ મોક્ષ પ્રાપ્તિ કરનાર સર્વોચ્ચ **બ્રહ્મવિદ્યાનુંજ** પરિશીલન કરી જન્મ-મરણની પેલી પાર નિકળી જવું એ શું ખોટું? **મૃત્યુંજય વિદ્યામાં** આપણે શા માટે પરિશ્રમ કરવો જોઇએ?

આ પ્રશ્નનો જવાબ એ છે: કે—જે અધિકારસંપન્ન સદ્ભાગી સજ્જનોની પ્રાક્તન તૈયારી મોક્ષદાત્રી **બ્રહ્મવિદ્યાના** પરિશીલન માટે થઇ ગએલી હોય, તેમને માટે આ મૃત્યુંજય મહાવિદ્યા આવશ્યક નથી. તેઓ પૂર્વજન્મના કૃતોપાસ્તિ પુરુષો હોવાથી તેઓ સીધે સીધા મોક્ષવિદ્યામાંજ પ્રવેશ કરી યત્નવાન્ બને. પણ જેમણે એ પ્રમાણે પૂર્વ જન્મમાં અધિકાર પ્રાપ્ત કર્યો નથી, એવા સાધકોને માટે આ મૃત્યુંજય મહાવિદ્યા તેમના સાધનક્રમમાં ઉપકારક થઇ પડે તેમ છે. તેના કારણો નીચે પ્રમાણે છે. તે વિચારમાં લઇનેજ દરેક સાવધાન ગુરુમુખી સાધકે પોતાના અધિકાર કિંવા યોગ્યતાનો નિર્ણય કરીને પોતાને જે શ્રેયસ્કર જણાય તે જ માર્ગે સ્વકર્તવ્યપરાયણ થવું જોઇએ.

સઉથી પહેલો તો પ્રાણી માત્રની કુદરતી મનોદશા પર વિચાર કરવો જોઇએ. પ્રાણી માત્રને પોતાનો જીવ સઉથી પ્રિય છે. ફારસીમાં પણ "જાને અઝીઝ" એટલે પોતાનો જાન સઉને પ્યારો છે, એવું કથન છે. મોક્ષશાસ્ત્ર વેદાન્તમાં પણ એજ કહે છે કે—**आत्मनः कामाय सर्वं प्रियं भवति** અર્થાત્ "આત્માની ખાતર જ બધું પ્રિય છે." મોક્ષવિદ્યામાંનું આ વાકય પણ જિજીવીષા એટલે જીવવાની ઇચ્છાનું પ્રાબલ્ય બતાવે છે, તો પછી બીજાની તો વાતજ શી? યોગશાસ્ત્ર જે એક સ્વયંપ્રતીતિજનક શાસ્ત્ર છે તે તો ચોખ્ખું જણાવે છે કે—**स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेषः ॥** અર્થાત્ વિદ્વાન્ એટલે બ્રહ્મવિદ્યાને જાણનારા પુરુષો કે જેઓ આ લોકની સર્વ વસ્તુઓને નાશ પામનારી જાણે છે તેઓને પણ દેહાભ્યાસ અને જીવવાની તૃષ્ણા તો હોય છે જ; કેમકે "હું જીવું" એવો સંકલ્પ તેઓની પણ વૃત્તિમાં સંતત વર્તતો હોય છે. "હું જીવું" મરું નહિ એવો આશીર્વાદ તેઓનું અંતઃકરણ તેઓને નિરંતર આપ્યા કરે છે.

આ ઉપરથી એ સ્પષ્ટ છે કે–દરેક મનુષ્ય પછી તે જ્ઞાની હોય કે અજ્ઞાની હોય, પણ તેને જીવવાની ઇચ્છા તો ઉત્કટ હોય છે. તેથી **જિજીવિષાથી** જ મનુષ્યો સદ્‌ગુણ અને નીતિના નિયમો વગેરે પાળવા તરફ દોરાય છે; મિતાહાર વગેરે આરોગ્યરક્ષક નિયમો પાળવા દોરાય છે. તેજ પ્રમાણે **શ્રીમૃત્યુંજયમહાવિદ્યા** જાણવાને અને તે પ્રમાણે પ્રયત્ન કરવાને દોરાય એ પ્રકૃતિને અનુસાર અથવા કુદરતીજ છે.

જિજીવિષા એટલે જીવવાની ઉત્કંઠા એ ભલે સ્વાભાવિક હોય અને તેથી ભલે હરેક પ્રાણી તે તે ઉત્કંઠાને તૃપ્ત કરવાને પ્રયત્ન પણ કરે, તથાપિ "**જીવવાની ઇચ્છા કે ઉત્કંઠા**" તૃપ્ત કરવાથી ફાયદો શો? એ પ્રશ્ન તો ઉભો રહે છે.

આ પ્રશ્નનું ઉત્તર પણ છે, અને તે વિચારમાં લેવા જેવું છે. જેઓ માત્ર જીવવાની જ ખાતર **શ્રીમૃત્યુંજયમહાવિદ્યાને** સાધવા માગતા હોય તેઓને માટે તો એ આક્ષપ ખરો છે કે–જ્યારે ત્યારે પણ મરવાનું તો છેજ, તો પછી વધારે જીવવાને માટે જે **આ વિદ્યામાં** પ્રયાસ કરવામાં આવે તેનો કાંઇ વિશેષ લાભ નથી. ખાવું પીવું, ઉંઘવું, વિષય ભોગવવા વગરે જેમ ચાલે છે, તેમ ચલાવવું હોય તો એ મૃત્યુંજયવિદ્યાની સિદ્ધિમાં વિશેષતા શી? અને કેટલાક પ્રાણી અત્રે તો વધારે જીવીને વધારે પાપનાં પોટલાં બાંધે છે, તે પ્રમાણેજ કરવું હોય તો તો એ મૃત્યુંજયમહાવિદ્યાથી પણ લાભને બદલે મહાન્ અનર્થનીજ પ્રાપ્તિ સિદ્ધ કરવા જેવુંજ થવાનું. પણ આ મૃત્યુંજયમહાવિદ્યાનો કોઇ વધારે સારો ઉપયોગ છે, અને વેદ જેવા અપૌરુષેય ગ્રંથમાં એ વિષયને સ્થાન મળ્યું છે, અને આદ્ય સૃષ્ટિના જ્ઞાનકેન્દ્ર સમાન મહર્ષિઓ તેના દૃષ્ટા તથા રક્ષક અને પ્રચારક તથા ધારક બન્યા છે.

## શ્રીમૃત્યુંજયમહાવિદ્યાનો ઉપયોગ.

આજકાલ કળિયુગમાં કર્મકાંડનું ઠેકાણું તો છે નહિ, તેમજ ઉપાસનાકાંડનું પણ ઠેકાણું નથી તે છતાં જ્યાં જુઓ ત્યાં જ્ઞાનકાંડની કમબખ્તી એવી બેઠી છે કે શમદમાદિકનાં તો ઠેકાણાં નથી અને **तत्त्वमसि** અને **अहं ब्रह्मास्मि** નાં રણશિંગા ફુંકાય છે; જાણે કે આજેજ જીવ તો શિવ બની ગયો અને જીવાત્માનો પરમાત્મા બ્રહ્મ બની ગયો. શ્રી શંકરાચાર્ય ભગવાન્ વગેરે અવ-

તારિક લોકોત્તર વ્યક્તિઓ પણ પરમ યોગસામર્થ્ય અને ઇષ્ટોપાસનાના બળવાળા હતા, ત્યારે અત્યારે ઉપનિષદ્ અને બ્રહ્મવિદ્યા એ મૂળા ભાજી જેવાં ટકે તોલું થઈ પડયાં છે. જ્યારે બ્રહ્મ વિદ્યાના સર્વોપરિ વક્તા શ્રી કૃષ્ણ પરમાત્મા તો "બ્રહ્મવિદ્યાયાં ગીતાસૂપનિષત્સુ"માં સાફ સાફ જણાવે છે કે—"**अनेकजन्मसंसिद्धिस्ततो याति परांगतिम्।** અનેક જન્મમાં સિદ્ધ કરેલી સામગ્રીવડેજ પરમગતિ પમાય છે. **बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते।** બહુ જન્મોને અંતે જ્ઞાન (વાસ્તવ જ્ઞાન)ને પ્રાપ્ત થયેલો મનુષ્ય મને પામે છે.

આ પ્રમાણે અનેક જન્મ લેવા પડે, અને અનેક મરણ પણ પામવાં પડે એવી પ્રાકૃત પદ્ધતિ કરતાં વધારે દૃઢ અને સુખપ્રદ યોગવિદ્યા કે જેમાં **મૃત્યુંજયમહાવિદ્યા** વિશિષ્ટ ફળરૂપ રહેલી છે, તેનો આશ્રય લેવો એ આધ્યાત્મ વિદ્યામાં મદદગાર થાય છે. તેથી મૃત્યુંજય મહાવિદ્યાનો **ખરો ઉપયોગ** તો જન્મમરણનો પ્રવાહ નિવારી બ્રહ્મનિર્વાણરૂપ કૈવલ્યમુક્તિની પ્રાપ્તિ કરવાન્ માંજ છે. તેથી શ્રીમૃત્યુંજયમહાવિદ્યા એ જાણવા અને અનુભવવા યોગ્ય **પરમ ઉપયોગી** વિદ્યા છે. તેની સાથે હરિફાઇ કરી શકે એવી બીજી એક પણ વિદ્યા નથી.

મોક્ષ પ્રાપ્તિને માટે અનેક જન્મો લેઇને તેમાં પુરુષાર્થ કરવો પડે છે પણ. મૃત્યુંજય મહાવિદ્યાના ઉપાસકને એકજ જન્મમાં અથવા [દીર્ઘ આયુષ્યના પ્રતાપે] જેમ બને તેમ થોડા જન્મોમાં બ્રાહ્મચ્યની પ્રાપ્તિ થાય છે. તે પ્રાપ્તિ માટેના પ્રયાસમાં વચગાળે અનેક પ્રકારનો આનંદઅને અનુભવ પણ પ્રાપ્ત થાય છે. કોઈ શંકા કરે કે અનેક જન્મે પણ પરમ ગતિ તો મળવાનીજ છે, તો થોડાજ જન્મમાં અથવા એકજ જન્મમાં પરાગતિને પામવાની ઉતાવળ કરવાનું શું કારણ? આ શંકાનું સમાધાન અમારા પરમાત્મસ્વરૂપ સદ્‌ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાને આ લેખકને એકવાર આપ્યું હતું તે જ અત્રે રજુ કરવામાં આવે છે.

સાધકવર્ગમાંથી કોઈ કોઈ પોતાની મુક્તિ ક્યારે થશે એમ અમારા પરમકૃપાળુ સદ્‌ગુરુ ભગવાન્ શ્રી નૃસિંહાચાર્યજીને પૂછતા. ત્યારે કોઇ કોઈ વાર સદ્‌ગુરુ પરમાત્મા મારા સાધકબંધુઓને કોમળ વાણીથી એમ કહેતા કે "ભાઇ! એમાં ઉતાવળ કરવાની શી જરૂર છે? ધીરે ધીરે સઉ થશે. આ જન્મે નહિ તો આવતે જન્મે થશે એમ નહિ તો ત્રીજે જન્મે થશે. હવે અધીરા થવાની કાંઈ જરૂર નથી. રેલ્વે ટ્રેનમાં બેઠા એટલે વખતસર કે પા અડધો કલાક મોડા પણ પહોંચવાના તો ખરાજ." અમારા પ્રાતઃસ્મરણીય પરમ ગુરુભક્ત શ્રી હરિલાલ મોહનલાલ વકીલે એક વાર જ્યારે એવોજ પ્રશ્ન શ્રી સદ્‌ગુરુ ભગવાનને બહુ આતુરતાથી કર્યો હતો, ત્યારે તેમને સમાધાન આપવાને માટે "ધીર ધરી હરિ સુખકર હૃદયે ધારજો; નથી આ જગમાં ઉતાવળનું કામજો." એ પદ બાપજીશ્રીએ લખ્યું હતું. તે પછી મેં એકવાર બાપજીશ્રીને પૂછયું હતું કે "આ દુઃખ અને લાલચોથી ભરેલા જગતમાં મૃત્યુનો જય કરી ઘણાંજ લાંબાં આયુષ્યો ઋષિમુનિઓ શા માટે પ્રાપ્ત કરતા હશે? અનેક જન્મે પણ એમને મોક્ષ તો થવાનોજ હતો,"

તેના સમાધાનમાં પોતેશ્રીએ મને કહ્યું હતું કે-"એ ઋષિઓની પણ ચિરંજીવિત્વ માટે અને મૃત્યુના જય માટે થતી સાધના પણ તેઓના અધિકાર અને દૃષ્ટિબિંદુથી બહુ યોગ્ય છે. અનેક જન્મ લેવામાં આવે તેમાં પણ લાલચોની અને દુઃખની સામે તો ટક્કર લેવીજ પડવાની અને ગર્ભવાસનું જે અપાર દુઃખ શાસ્ત્રમાં વર્ણ્યું છે, તે પાછું અનેક જન્મપ્રસંગે અનેક વાર ભોગવવું

પડે તે તો જુદુજ. તેમજ બાલ્યાવસ્થાનો સમય પણ આધ્યાત્મ પ્રગતિમાં લગભગ પુરૂષાર્થ વિનાનો જાય તેથી પણ પ્રયત્નના સાંતત્યને માટે યોગીઓ એકજ દેહમાં ઘણુંજ, દીર્ઘ આયુષ્ય ભોગવવાને મૃત્યુંજયવિદ્યાનો આશ્રય લે છે. જેમ એક વિચારવાન્ ગૃહસ્થ અથવા દુકાનદાર વારંવાર ઉચાળા ભરી ઘર કે દુકાન બદલવાની કડાકુટ ન પડે તેટલા માટે લાંબે પટે ઘર કે દુકાનને ભાડે રાખે છે અથવા ખરીદીને તેની માલીકી મેળવે છે, તેજ પ્રમાણે તીવ્રસંવેગી યોગીઓ મૃત્યુંજય મહાવિદ્યાના સાધનથી ચિરંજીવિત્વ પ્રાપ્ત કરે છે, કે જેથી એકજ અથવા થોડાજ જન્મોમાં કૃતકૃત્ય થવાય. તે ઉપરાંત યોગાનુષ્ઠાનમાં આવતાં પ્રત્યૂહ એટલે વિઘ્નો કે જેમાં **વ્યાધિ** વગેરે શરીરનાં વિઘ્નો છે, અને **સંશય** વગેરે માનસ વિઘ્નો છે, તેનું પણ મૃત્યુંજય મહાવિદ્યાથી શમન થાય છે. તેથી એ વિદ્યા મોક્ષવિદ્યાની પ્રાપ્તિમાં પણ ઘણી સહાયભૂત થઇ પડે છે. તેથી મૃત્યુંજય મહાવિદ્યાનો આગળના ઋષિમુનિઓ પોતાના આધ્યાત્મિક પુરુષાર્થમાં ઉપયોગ કરતા. આ વિદ્યાનો મહિમા જાણનાર મુનિઓ તો પરમાત્માના સાક્ષાત્કાર માટેજ ઉપયોગ કરતા, પણ રાવણાદિક રાજસ તામસ સ્વભાવના ઉગ્ર તપ કરનારાઓ તો એ વિદ્યાનો કેવળ વિષયસુખ ભોગવવાને અને અધર્માચરણ કરીને પણ વિષયો પ્રાપ્ત કરવામાં અને ભોગવવામાંજ ઉપયોગ કરતા. તે અપાત્ર આસુરી જીવના હૃદયમાં સાક્ષાત્ મૃત્યુંજય શ્રીશંકરે અમૃતકુંપી સ્થાપીને તેને અમર બનાવ્યો હતો. તે છતાં પણ અધર્મના ફળરૂપે તે કુંપીને અગસ્ત્યમુનિએ પ્રાપ્ત કરાવેલ બાણથી ફોડી નાંખીને એનો અંત આણનાર સાક્ષાત્ પાલકસત્તાધીશ શ્રીવિષ્ણુભગવાનનાં અવતાર શ્રીરામચંદ્રજી જ થયા. એ શું સૂચવે છે, તેનો મર્મ સાધકે વિચારવાનો છે. આનો મર્મ એ છે કે ખુદ સંહારશકિતના અધિપતિએજ તેને સંહાર(મૃત્યુ)માંથી બચાવવાને અભયવરદાન આપ્યું હોય, તો પણ ખુદ પાલકશકિતના અધિપતિજ એના અધર્મનો સંહાર કરી નાંખે છે. આ સમયમાં જો આરોગ્ય સારૂં હોય છે તો તેનો પણ મનુષ્યો વિષય ભોગવવામાં જ ઉપયોગ કરે છે. એટલુંજ નહિ પણ આરોગ્ય બગડેલું હોય છે અને દવા ચાલતી હોય છે તો પણ ઘણાં માણસો વૈદ્યની સૂચના પ્રમાણે વિષયોની લોલુપતામાં હિતકર પથ્ય પણ પાળતા નથી. તો જો આ સમયમાં દીર્ઘાયુષ્ય કે મૃત્યુંજયશક્તિ પ્રાપ્ત થાય તો મનુષ્યો વિષયસેવનમાં, ઇન્દ્રિયલાલનમાં અને અધર્માચરણમાંજ લાગ્યાં રહે એમાં શી નવાઈ! આયુષ્યનું આ કલિમાં કાંઇ સ્થિરત્વ નથી, માથે કાળ ભમે છે, આરોગ્ય પણ નાના *પ્રકારનાં વ્યાધિ, વ્યસન અને દુરાચારથી નષ્ટપ્રાય હોવા છતાં મનુષ્યો ઇન્દ્રિયનિગ્રહ કરવાને* બદલે વિષયવાટિકામાં ઇન્દ્રિયગણને બહેલાવવામાંજ માનવ જન્મ અને આયુષ્ય આરોગ્યનો વિનિયોગ કરે છે. તેથી આ કળિકાળના વિષમ સમયમાં મૃત્યુંજય મહાવિદ્યાનાં પાત્ર ગ્રાહકો ઘણાંજ ઓછાં હોવાથી, **अनेकजन्मसंसिद्धिस्ततो याति परां गतिम्** એ ક્રમમોક્ષનો માર્ગજ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કળિયુગ બેસતાં પહેલાંજ સૂચવ્યો છે, તેજ જગતના હિતને સમજનાર સત્પુરૂષો સામાન્યતઃ હાલમાં બોધે છે તે યોગ્યજ છે. પણ જો કોઇ વિરલ સત્પાત્ર અધિકારી આ અતિદુર્લભ એવી મૃત્યુંજયમહાવિદ્યાને માટે મળી આવે તો તેને માટે ખાસ એ વિદ્યાનો પણ ઉપદેશ આપવોજ નહિ એવો કાંઇ દુરાગ્રહ સર્વજ્ઞ સત્પુરૂષો પકડી રાખતા નથી. આ મહાવિદ્યા એ યોગવિદ્યાનું એક પરમ પ્રભાવી રહસ્યપૂર્ણ અંગ છે."

આ મતલબનું પરમ સમર્થ શ્રીસદ્‌ગુરૂદેવે આ લેખકને પોતાની શકિતનિક્ષેપ કરનારી વાણીમાં આ સંબંધમાં કહ્યું હતું. તે કૃપામયી વાણીનું હાર્દ જો હું આ સ્થળે અત્રે ન જણાવી

શકયો હોઉં તો તેમાં મારી પોતાનીજ ખામી છે, એમ સુજ્ઞ વાંચકોએ સમજી લેવા મારી વિનંતી છે.

લોમશ, માર્કન્ડેય વગેરે પરમાત્મનિષ્ઠ મુનિઓએ પોતાના ચિરંજીવિત્વનો ઉપયોગ પરબ્રહ્મતત્વમાં પોતાની વૃત્તિને લીન કરવામાં કર્યો છે. શ્રી મારુતિ અને વિભીષણે પોતાના ચિરંજીવિત્વનો ઉપયોગ શ્રી રામચંદ્રપ્રભુની ભક્તિમાં નિમગ્ન રહેવામાં કર્યો છે; અને શ્રીમત્સ્યેન્દ્ર ગોરક્ષ આદિક સિદ્ધો મૃત્યુને જીતી યોગનિષ્ઠ રહે છે. તેજ પ્રમાણે આ મૃત્યુંજય મહાવિદ્યાનો ઉપયોગ અધિકારિજનો આત્મશ્રેયઃપ્રાપ્તિના પુરૂષાર્થમાં કરે તેટલા માટે આ વિદ્યાનો એક સૂત્રગ્રંથ પરમાત્મસ્વરૂપ અમારા ગુરૂદેવ શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાને મને આપ્યો હતો, અને તે પર એક વૃત્તિ જેવું વિવેચન કરવા મને પ્રેરણા કરી હતી. તે કાર્ય કરવા આજે પચાસ વર્ષ પછી શ્રીઇચ્છાથી આ અલ્પમતિ લેખક આ પ્રવૃત્તિ આરંભે છે. આ પ્રવૃત્તિનો નિર્વાહ તેજ શ્રીઇચ્છાના બળ પર અવલંબી રહેલ છે. (અપૂર્ણ)

॥ ॐ ह्रीं ॥

# —નવરાત્ર—

[લે૦ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા]

"મા! આપ કૃપા જબ થાશે રે,
તવ દુર્ગુણ દૂર પળાશે રે,
જેથી સ્વરૂપે જીવ શમાશે રે,
યજી નરસિંહ રે, ના'વે ફરી જન્મવારો
ભવસિંધુ-પાર ઉતારો."—નૃસિંહ વાણી વિલાસ ૩,૧૫

## નવરાત્ર-પુરાણ અને આયુર્વેદ.

ધર્મશાસ્ત્ર, પુરાણ, ઉપાસના કાંડ, આયુર્વેદ એ સઘળાં કેવો રમણીય સહકાર સાધી પોતપોતાનું કાર્ય કરે છે તેનું સુંદર અને સચોટ ઉદાહરણ નવરાત્ર-વ્રત છે. આયુર્વેદ પ્રમાણે શિયાળામાં કફનો સંચય થાય છે, અને વસંતમાં તેનો પ્રકોપ થતાં સમાજમાં અનેક નાનામોટા કફ પ્રધાન વ્યાધિઓનો પ્રચાર થાય છે. વર્ષાઋતુમાં પિત્તનો સંચય થાય છે અને શરદૃઋતુમાં તેનો પ્રકોપ થતાં અનેક ગૌણ ગંભીર પિત્તપ્રધાન વ્યાધિઓનો સમાજમાં સંચાર થાય છે. આ પ્રમાણે સ્થિતિ હોવાથી દેવીપુરાણનાં વચનનું રહસ્ય સહજ સમજી શકાય છેઃ—

व्यास उवाच—शृणु राजन् प्रवक्ष्यामि नवरात्रव्रतं शुभम् ।
शरत्काले विशेषेण कर्तव्यं विधिपूर्वकम् ॥
वसन्ते च प्रकर्तव्यं तथैव प्रेमपूर्वकम् ।
द्वावृतू यमदंष्ट्राख्यौ नूनं सर्वजनेषु वै ॥
शरद्वसन्तनामानौ दुर्गमौ प्राणिनामिह ।
तस्माद् यत्नादिदं कार्यं सर्वत्र शुभमिच्छता ॥
देवी पुराणे ३-२६-३-६ ॥

"વ્યાસ કહે છે—હે જનમેજય રાજા! તમે સાંભળો. હું તમને શુભ નવરાત્રવ્રત કહું છું. ખાસ કરીને એ વ્રત યથાવિધિ શરદ્‌ઋતુમાં કરવું. તેમજ પ્રીતિપૂર્વક વસંતઋતુમાં (ચૈત્ર માસમાં) એ વ્રત કરવું. સર્વ લોકમાં ખરે બે ઋતુ યમની દાઢ કહેવાય છે. તેનાં નામ શરદ્ અને વસંત છે, અને તે પસાર કરવી મનુષ્યો માટે કઠિન છે, માટે સર્વ સ્થિતિમાં શુભ ઇચ્છનાર મનુષ્યે યત્નપૂર્વક એ વ્રત કરવું."

આથી સ્પષ્ટ રીતે સમજાય છે કે ધર્મના પ્રાથમિક સાધનરૂપ શરીરના આરોગ્યથી માંડી આધ્યાત્મિક આરોગ્ય પર્યંત સર્વ શુભની સિદ્ધિ માટે જગદંબાનું કૃપાવર્ષણ આકર્ષવાના હેતુથી કૃપાળુ ઋષિમુનિઓએ નવરાત્રવ્રતની યોજના કરી છે.

## જગદંબા

"જગદંબા" શબ્દનો પ્રયોગ બે અર્થમાં થતો જોવામાં આવે છે. એક અર્થ સંકુચિત છે, બીજો અર્થ વિશાલ છે. સંકુચિત અર્થમાં બ્રહ્માની શક્તિ સરસ્વતી, વિષ્ણુની શક્તિ લક્ષ્મી અને શિવની શક્તિ પાર્વતી એ ત્રણે જગદંબા અથવા માતા કહેવાય છે, વિશાલ અર્થમાં સાક્ષાત્ પરબ્રહ્મ પરમાત્માની પટરાણી, અઘટિતઘટનાપટીયસી, અનિર્વચનીય મહાશક્તિ મહામાયા જગદંબા કહેવાય છે, અને વેદાંત શાસ્ત્રની દૃષ્ટિએ તો બ્રહ્મ અને માયાનું અદ્વૈત હોવાથી પરબ્રહ્મ પરમાત્માજ જગદંબારૂપે સિદ્ધ થાય છે. વિશાલ અર્થમાં સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણની અધિષ્ઠાત્રી જગદંબા છે.

કારણબ્રહ્મ કાર્યબ્રહ્મથી પર હોવાથી વિશાલ અર્થમાં જગદંબા ચેતનશક્તિ તેમજ જડશક્તિ છે; તેમનાં નેત્ર ઉઘડવાથી અનંત કોટિ બ્રહ્માંડોની ઉત્પત્તિ થાય છે, અને નેત્ર મીંચાવાથી અનંત કોટિ બ્રહ્માંડોનો લય થાય છે; તેમને હજારો મસ્તક છે, હજારો આંખ છે અને હજારો પગ છે; તેમના હાથની આંગળીઓના દશ નખમાંથી વિષ્ણુના દશ અવતારની ઉત્પત્તિ થઇ છે. તેમને શયન કરવાના પલંગના ચાર પાયા રૂપ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, તથા ઈશ્વર છે, અને તેમની શય્યાના આસ્તરણરૂપ સદાશિવ છે. શ્રી કૃષ્ણ તેમનું પૂજન યજન કરતા હતા; શાલ્વ સાથે યુદ્ધના પ્રસંગે જગદંબાના ચમત્કારથી શ્રી કૃષ્ણ ક્ષણભર શોક તથા સંમોહને વશ થયા હતા; કૌરવો સાથેના યુદ્ધમાં વિજય મેળવવાના હેતુથી શ્રી કૃષ્ણે અર્જુનને દુર્ગાસ્તોત્રનો ઉપદેશ કર્યો હતો.

## નામ.

જગદંબાનાં હજારો નામોમાં નીચેનાં નામો સ્તોત્રાદિમાં વિશેષ પ્રસિદ્ધ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧. અંબા | નવ દુર્ગાઃ— | ૬ ચંદ્રઘંટા | ૯ કાત્યાયની |
| ૨ જગદંબા | ૪ શૈલપુત્રી [પાર્વતી] | ૭ કૂષ્માંડા | ૧૦ કાલરાત્રિ |
| ૩ પરાંબા | ૫ બ્રહ્મચારિણી | ૮ સ્કંદમાતા | ૧૧ મહાગૌરી |

| | | | |
|---|---|---|---|
| ૧૨ સિદ્ધિદા | ૧૬ ભદ્રકાલી | ૨૦ શિવા | ૨૪ લક્ષ્મી |
| ૧૩ જયંતી | ૧૭ કપાલિની | ૨૧ ધાત્રી | ૨૫ સરસ્વતી |
| ૧૪ મંગલા | ૧૮ દુર્ગા | ૨૨ સ્વાહા | ૨૬ દેવી |
| ૧૫ કાલી | ૧૯ ક્ષમા | ૨૩ સ્વધા | ૨૭ ભગવતી |

| | | | |
|---|---|---|---|
| ૨૮ સુધા | ૩૧ ગાયત્રી | ૩૪ મહાવિદ્યા | ૩૭ મહાસ્મૃતિ |
| ૨૯ અક્ષરા | ૩૨ સાવિત્રી | ૩૫ મહામાયા | ૩૮ મહામોહા |
| ૩૦ અર્ધમાત્રા | ૩૩ સંધ્યા | ૩૬ મહામેધા | ૩૯ મહાદેવી |

| | | | |
|---|---|---|---|
| ૪૦ મહાસુરી | ૪૩ મહારાત્રી | ૪૬ હ્રી | ૪૯ પુષ્ટિ |
| ૪૧ મહેશ્વરી | ૪૪ મોહરાત્રિ | ૪૭ બુદ્ધિ | ૫૦ તુષ્ટિ |
| ૪૨ પ્રકૃતિ | ૪૫ શ્રી | ૪૮ લજ્જા | ૫૧ શાંતિ |

| | | |
|---|---|---|
| ૫૨ ક્ષાંતિ | ૫૬ ભદ્રા | ૬૦ સિદ્ધિ |
| ૫૩ પરમેશ્વરી | ૫૭ રૌદ્રા | ૬૧ કૃષ્ણા |
| ૫૪ શક્તિ | ૫૮ નિત્યા | ૬૨ પ્રતિષ્ઠા |
| ૫૫ મહાશક્તિ | ૫૯ ગૌરી | ૬૩ વિષ્ણુમાયા |

| | | |
|---|---|---|
| ૬૪ ચેતના | ૬૯ શ્રદ્ધા | ૭૪ ભ્રાંતિ |
| ૬૫ નિદ્રા | ૭૦ કાંતિ | ૭૫ વ્યાપ્તિ |
| ૬૬ ક્ષુધા | ૭૧ વૃત્તિ | ૭૬ ચિતિ |
| ૬૭ તૃષ્ણા | ૭૨ દયા | ૭૭ નારાયણી |
| ૬૮ જાતિ | ૭૩ માતા | ૭૮ શિવા |

| | | |
|---|---|---|
| ૭૯ લહરી | ૮૨ ત્રિપુરસુંદરી | ૮૫ વામા |
| ૮૦ આનન્દ લહરી | ૮૩ બાલા | ૮૬ જ્યેષ્ઠા |
| ૮૧ સૌંદર્ય લહરી | ૮૪ બહુચરા | ૮૭ લલિતા |

દક્ષ પ્રજાપતિના અપમાનથી ક્રોધાયમાન થયેલા શંકર ભગવાને તેમના યજ્ઞનો ભંગ કર્યો. પોતાના પતિની અવગણનાથી સંતપ્ત થયેલાં સતી ભગવતીએ એ પ્રસંગે પોતાના દેહનો અગ્નિમાં ત્યાગ કર્યો, સતીનાં અંગોના દશ વિભાગ થયા, અને તેમણે નીચેની દશ મહાવિદ્યાનાં રૂપ ધારણ કર્યાં:—

| | | |
|---|---|---|
| ૧ કાલી | ૪ ભુવનેશ્વરી | ૭ ધૂમાવતી |
| ૨ તારા | ૫ ભૈરવી | ૮ બગલા |
| ૩ ષોડશી | ૬ છિન્નમસ્તા | ૯ માતંગી |
| | | ૧૦ કમલા |

## મંત્ર.

જગદંબાના સેંકડો મંત્રોમાં સપ્તશતીના સંબંધથી પ્રસિદ્ધિ પામેલો નવાર્ણ મંત્ર નીચે પ્રમાણે છેઃ—

ૐ=પરમાત્મા ઐં=મહાસરસ્વતી, વાગીશ્વરી હ્રીં=મહાલક્ષ્મી ક્લીં=કામશક્તિ=કાલી=મહાકાલી ચામુણ્ડાયૈ=ચંડમુંડને એટલે કારણરૂપ તથા કાર્યરૂપ અવિદ્યાનો સંહાર કરનાર બ્રહ્મવિદ્યા માટે વિચ્ચે=હે ચિત્ સત્ તથા સુખ સ્વરૂપિણી (સચ્ચિદાનન્દરૂપ) મહામાયા જગદંબા! (અમે તારૂં ધ્યાન કરીએ છીએ.)

આ પ્રમાણે વિદ્યાશિરોમણિ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાટે નવાર્ણમંત્રનું મુખ્ય વિધાન છે.

## નવ.

નવ સંખ્યા અક્ષય કહેવાય છે. નવને ગમે તે સંખ્યાએ ગુણવામાં આવે, છતાં ગુણાકારના અંગભૂત આંકડાનો અંતિમ સરવાળો ૯ જ થાય છે; જેમકે ૯×૧૨૩૪૫=૧૧૧૧૦૫–૧+૧+૧+૧+૦+૫=૯ પરમાત્મા અક્ષય છે, પૂર્ણ છે; મહામાયાશક્તિ અક્ષર છે. પૂર્ણ છે, અને સંસાર પણ અક્ષય, પ્રવાહરૂપે પૂર્ણ છે.

ત્રણ ગુણોનો વિસ્તાર પણ નવમાં થાય છેઃ—

| | | |
|---|---|---|
| ૧ સત્વ પ્રબલ<br>રજસ મધ્યમ<br>તમસ્ નિર્બલ | ૨ સત્વ પ્રબલ<br>તમસ્ મધ્યમ<br>રજસ્ નિર્બલ | ૩ રજસ્ પ્રબલ<br>સત્વ મધ્યમ<br>તમસ્ નિર્બલ |
| ૪ રજસ્ પ્રબલ<br>તમસ્ મધ્યમ<br>સત્વ નિર્બળ | ૫ તમસ્ પ્રબલ<br>સત્વ મધ્યમ<br>રજસ્ નિર્બલ | ૬ તમસ્ પ્રબલ<br>રજસ્ મધ્યમ<br>સત્વ નિર્બલ |
| ૭ શુદ્ધ સત્વ<br>(વિષ્ણુ) | ૮ શુદ્ધ રજસ્<br>(બ્રહ્મા) | ૯ શુદ્ધ તમસ્<br>(શિવ) |

આ નવના વિસ્તારમાં પ્રસ્તરથી માંડી ઈશ્વરકોટિપર્યંત વિશ્વનો સમાવેશ થઈ જાય છે.

## દીવાળી

દીવાળીના ત્રણ શુભ દિવસોમાં મહાલક્ષ્મી, મહાકાલી અને મહાસરસ્વતી રૂપે જગદંબાનુંજ પૂજન થાય છે. આ પ્રમાણે આશ્વિન માસના ઉપક્રમ અને ઉપસંહારની એકતા કરનાર તત્વ માતાજીનું છે.

## માતાની વિશિષ્ટતા

પ્રશ્ન થશે કે—જગદંબા જ્યારે પરમાત્માજ છે ત્યારે શિવ, વિષ્ણુ, રામ, કૃષ્ણ, ગણપતિ, સૂર્ય એ દેવોની પરમેશ્વરરૂપે ઉપાસના કરવામાં આવે અને જગદંબાની ઉપાસના કરવામાં આવે એમાં કંઈ ભેદ છે કે નહિ? ઉત્તર એ છે કે એ સર્વ સ્વરૂપો વસ્તુતઃ એક છતાં ભાવનામાં ભેદ હોવાથી ફલમાં પણ ભેદ સંભવી શકે છે. નીચેના દૃષ્ટાંતો બસ થશેઃ—

૨ આપણા મંદવાડમાં આપણા અંગ ઉપર આપણા પિતા હાથ ફેરવે અને માતા હાથ ફેરવે એમાં ભેદ ખરો કે નહિ?

૩ પિતાનો ખોળો અને માતાનો ખોળો એમાં ભેદ ખરો કે નહિ!

૪ કસૂર કરી પિતા પાસે જઈએ. અને માતા પાસે જઈએ એમાં ભેદ ખરો કે નહિ!

૫ તું, તમે એ બંને સર્વનામ બીજા પુરુષના છતાં પિતામાતાપરત્વે તેના પ્રયોગમાં ભેદ ખરો કે નહિ?

શંકર ભગવાનની વિશ્વવિખ્યાત ઉક્તિ યથાર્થજ છેઃ—

कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

(છોકરો કપૂત ઉઠે છતાં માતા કુમાતા કદિ થતી નથી.)

## ચમત્કારિક મંત્ર

જગદંબાનાં પુણ્ય નામોમાં ચમત્કારિક મંત્રરૂપ નામ **माई** છે, જેના દ્રષ્ટા મહાત્મા માર્કંડ .પિ છે. **मा** અને **ई** બંને જગદંબાનાં નામ છે. વળી દેશી ભાષામાં **माई**નો અર્થ માતા થાય . એ નામની ચમત્કારિક વિશિષ્ટતા એ છે કે ઝડપથી ઉચ્ચાર કરતાં **माई** નામ **मै मै मै** થઈ ાય છે, અને જેમ વાલ્મીકિના પ્રસંગમાં **मरा मरा**નું રૂપાંતર **राम राम** થઈ ગયું હતું તેમ **मै**નું રૂપાંતર **ऐं ऐं** વાગ્બીજ બની જાય છે, જેની સિદ્ધિ થતાં સર્વજ્ઞતાથી વિભૂષિત બ્રહ્મ- ાદ્યાની પ્રાપ્તિ થાય છે.

## વિધિ

નવરાત્રના પૂજનયજનનો સવિસ્તર વિધિ જણાવવાનો આ લેખનો હેતુ નથી. કુલાચાર માણે એ શુભ ક્રિયા ચાલ્યાં કરે છે. ફલાહાર અથવા હવિષ્યાન્નપ્રાશન અથવા એક વાર ભોજન, પૂજન, યજન, ભજન, કીર્તન, દાન દક્ષિણા, કન્યાપૂજન ઇત્યાદિ સામાન્ય અંગો છે.

## ઉપસંહાર

માતૃભાવનાથી પરમાત્માની ઉપાસનાના પ્રભાવે અંતઃકરણમાં મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા નામની સૌમ્ય વૃત્તિઓનો સરલતાથી ઉદય થાય છે; હૃદયમાં અપૂર્વ કોમલ ભાવો જાગ્રત થાય છે; રામકૃષ્ણ પરમહંસની પેઠે પોતાની માતાનું તેમજ સ્ત્રીનું, પુત્રીનું, મિત્ર પત્નીનું, પરસ્ત્રીનું એક સરખા પવિત્ર ભાવે પૂજન થઈ શકે છે, ષડ્રિપુશિરોમણી કામદેવનો સહેલાઇથી જય થઈ શકે છે, અને કામદેવની ભગિની કામનાનો–વાસનાનો ક્ષય થતાં પરમપદની પ્રાપ્તિરૂપ **माई**નો સાક્ષાત્કાર થાય છે. **जय माई जय माई जय माई ।**

---

# श्राद्धतत्वविवेकः



( શાસ્ત્રીશ્રી અનુપરામ સદાશિવ )

સૃષ્ટિના આરંભ કાલથી આજ સુધી શ્રાદ્ધક્રિયા ચાલતી આવેલી છે. અને તે ક્રિયાનું મૂલ વેદ ઇતિહાસ પુરાણો અને મન્વાદિ ધર્મશાસ્ત્રોમાં વિસ્તારપૂર્વક વર્ણવેલું જોવામાં આવે છે. છતાં વર્તમાન કાલમાં કેટલોક વર્ગ એવો ઉત્પન્ન થયો છે કે-પોતે હિન્દુ હોવા છતાં અને તે તે પિતૃ-પરંપરામાં ઉત્પન્ન થયેલો હોવા છતાં શ્રાદ્ધના તત્વને જાણતો નથી, અને તે તરફ શંકાયુક્ત દૃષ્ટિથી જુએ છે. અથવા પૂર્વકાલમાં પણ લોકાયતિક (ચાર્વાક) મતાવલંબી કેટલોક વર્ગ એવો હતો, જેણે સમાજમાં એવો ભ્રમ ફેલાવેલો કે મરી ગયેલા પિતૃઓને અહિંયા કરેલી શ્રાદ્ધક્રિયા પહોંચતી હોય તો કોઇ પરદેશ જવા નિકળ્યો હોય તેને ભાથું બંધાવવાની શી જરૂર છે ? અગર કોઈ ઉંચી હવેલી અગર મહેલના શિખર ઉપર બેઠો હોય તેને ખોરાક પહોંચાડવાની શી જરૂર છે. ઘરમાં શ્રાદ્ધ કરવાથી તે તે લોકોને પહોંચી જશે, આ પ્રમાણેના કુતર્કવાદથી સામાન્ય બુદ્ધિનો વર્ગ ઉન્માર્ગે દોરાઇ જાય અને આસ્તિક હોવા છતાં પણ વેદશાસ્ત્રના જ્ઞાનથી રહિત વર્ગ શંકાશીલ બની જાય એ સંભવિત છે.

જો કે **श्रद्धया दीयते यत् तच्छ्राद्धम्** શ્રદ્ધાથી જે આપવામાં આવે તે શ્રાદ્ધ કહેવાય એટલો સામાન્ય અર્થ કરવામાં ઉપરોક્ત શંકાઓને અવકાશ છે, પરંતુ ભગવાન્ યાજ્ઞવલ્ક્ય મહર્ષિએ કરેલો શ્રાદ્ધ શબ્દનો પરિષ્કૃત અર્થ **श्राद्धं नामादनीयस्य तत्स्थानीयस्य वा प्रेतोद्देशेन त्यागः श्राद्धम्** "ખાવા યોગ્ય અગર તત્સ્થાનીય પદાર્થનો પરલોકમાં ગયેલાઓને ઉદ્દેશીને જે ત્યાગ કરવો તેનું નામ શ્રાદ્ધ કહેવાય છે. એ પ્રમાણે કરવાથી જીવતા મનુષ્યોને ઉદ્દેશીને અર્પણ કરેલા પદાર્થોમાં શ્રાદ્ધ શબ્દનો અર્થ જ રહેતો નથી, આ વાક્યમાં આવેલા અદનીય શબ્દ–તત્સ્થાનીય શબ્દ અને પ્રેત શબ્દ, ભોજ્ય પદાર્થો, ચટશ્રાદ્ધ અને પરલોકગત પિતૃઓનું પ્રતિપાદન કરનારા છે. જે લોકો પરલોકને ન માનતા હોય તેઓને માટે તો એટલુંજ પર્યાપ્ત છે કે જ્યાં ઇન્દ્રિયો પહોંચી શકતી નથી એવા પદાર્થો આ સૃષ્ટિમાં પણ ભૂવિવરાન્તર્ગત અથવા સ્વશરીરાન્તર્ગત પણ ઘણાય છે, તે પ્રમાણે મનુષ્યની ઇન્દ્રિયોથી ન જોઇ શકાય તેવા પરલોક પણ છે; જ્યાં પ્રત્યક્ષ જ્ઞાનથી સિદ્ધિ ન થતી હોય ત્યાં અનુમાન અગર શબ્દ પ્રમાણથી નિશ્ચય કરવો જોઇએ, જો કે અનુમાનમાં વ્યાપ્તિજ્ઞાન કારણરૂપે રહેલું છે, અને પ્રત્યક્ષ પૂર્વ હોય છે. પરંતુ શબ્દજ્ઞાનનું પ્રામાણ્ય અબાધિત છે, અને સર્વમાન્ય છે જેથી વેદનું પ્રમાણ આપવું વિશેષ યોગ્ય છે. યજુર્વેદમાં કહેલું છે કે **आन्यातु नः पितरः सोम्यासो अग्निष्वात्ताः पथिभिर्देवयानैः** ॥(૧૯। ૫૮। '૮) જે અમારા પિતૃઓ સોમપાન કરવાને યોગ્ય છે, તથા અગ્નિનારાયણ દ્વારા જેઓએ વિવિધ આહુતિઓ ગ્રહણ કરેલી છે, તે પિતૃઓ આ શ્રાદ્ધ યજ્ઞમાં દેવયાન માર્ગથી આવો; અથર્વવેદમાં પણ **ये अग्निदग्धा ये अनग्निदग्धा मध्येदिवः स्वधया मादयन्ते । त्वं तान्वेत्थ यदि ते जातवेदः स्वधया यज्ञं स्वधितिं जुषन्ताम्** (૧૮-૨-૩૫) જે અમારા પિતૃઓનાં શરીર અગ્નિમાં દગ્ધ થયાં છે. અથવા જે દગ્ધ થયાં નથી, અથવા જે પિતૃઓ સ્વર્ગલોકમાં અમૃતરૂપ અન્નથી તૃપ્ત થઈને પ્રસન્ન-

તાથી રહે છે, તે તમામ પિતૃઓને હે અગ્નિ! જો તમો જાણો છો તો તે પિતૃઓ શ્રાદ્ધ કર્મમાં મેં અર્પણ કરેલી સ્વધાનું તમારી દ્વારાએ સેવન કરે.-ઇત્યાદિ વેદના મંત્રોના પ્રમાણોથી સિદ્ધ થાય છે કે મનુષ્યલોક કરતાં ઉર્ધ્વ ભાગમાં પિતૃલોક છે, અને ત્યાં ગયેલા પિતૃઓને ઉદ્દેશીને કરવામાં આવેલી ક્રિયાનેજ શ્રાદ્ધ કહેવાય છે. આ વિષયમાં આથી પણ વિશેષ પ્રમાણો છે છતાં સ્થલસંકોચને લીધે અહિંયાં દિગ્દર્શન માત્ર કરેલું છે.

આ સિવાય વેદ અને ધર્મશાસ્ત્રોમાં દિવ્ય પિતૃઓનું વર્ણન આવે છે, મનુસ્મૃતિ ૩ જા અધ્યાયમાં વર્ણન કરેલું છે કે **मनोर्हैरण्यगर्भस्य ये मरीच्यादयःसुताः । तेषामृषीणां सर्वेषां पुत्राः पितृगणा स्मृताः ॥** ઇત્યાદિ. બ્રહ્માના પુત્ર મનુના જે મરીચિ વિગેરે પુત્રો થયા તે તમામ ઋષિઓના પુત્રો પિતૃગણ કહેવાય છે. એ પ્રમાણે પરલોકગત મનુષ્ય પિતૃઓ અને દિવ્ય પિતૃઓનું પૂજન કરવાથી પુત્રાદિ સંતતિને આ લોક તથા પરલોક એ પ્રમાણે ઉભય લોકની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

મહર્ષિ યાજ્ઞવલ્કય ભગવાને કહ્યું છે કે **लोकानन्त्यं दिवः प्राप्तिः** પિતૃઓને ઉદ્દેશીને શ્રાદ્ધ કરવાથી લોકોમાં અનંતપણું પ્રાપ્ત થાય છે, અને મરણ થયા બાદ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે શાસ્ત્રીય સિદ્ધાન્ત જોતાં શ્રાદ્ધક્રિયા કરવી, એ મનુષ્યોનું પરમ હિતકર કર્તવ્ય છે.
**जीवतो वाक्यकरणात् क्षयाहे भूरि भोजनात् ॥ गयायां पिंडदानाच्च त्रिभिः पुत्रस्य पुत्रता ॥** માતા પિતા જીવતાં હોય ત્યારે તેઓની આજ્ઞાનું પાલન કરવાથી તથા મરણની તિથિએ પુષ્કળ ભોજન કરાવવાથી અને ગયાજીમાં પિંડદાન આપવાથી-એ પ્રમાણે ત્રણ કર્મો કરવાથીજ પુત્રનું પુત્રપણું છે.

એ પ્રમાણે શ્રાદ્ધની આવશ્યકતા સમજ્યા પછી શ્રાદ્ધનું સ્વરૂપ જાણવું ઉચિત છે. તે સંબંધમાં શાસ્ત્રકારોએ શ્રાદ્ધના ત્રણ પ્રકાર કહેલા છે. ૧ નિત્ય ૨ નૈમિત્તિક ૩ કામ્ય. તે પણ બે પ્રકારનાં ૧ પાર્વણ ૨ એકોદ્દિષ્ટ. પિતા-પિતામહ પ્રપિતામહ-અને જે અન્યપિતૃઓને પિંડદાનાદિ આપવાનો અધિકાર છે, તે બધાયને ઉદ્દેશીને કરવામાં આવેલું શ્રાદ્ધ પાર્વણ કહેવાય છે અને એકજ વ્યક્તિને ઉદ્દેશીને કરવામાં આવેલું શ્રાદ્ધ એકોદ્દિષ્ટ કહેવાય છે. આથી અધિક પણ ભરણીશ્રાદ્ધ વૃદ્ધિશ્રાદ્ધ તીર્થશ્રાદ્ધાદિ ભેદો છે. પરંતુ તેઓનો સમાવેશ ઉપરોક્ત પ્રકારમાં થઈ જાય છે. મરણતિથિ, તીર્થ, ભરણી ઇત્યાદિ નિમિત્તોએ શ્રાદ્ધ કરવું જોઇએ. તે ઉપરાંત પ્રતિવર્ષે મહાલયશ્રાદ્ધ તો અવશ્ય કરવું જોઇએ. **आदौ मध्येऽवसाने वा यत्र कन्यां व्रजेद्रविः । स पक्षः सकलः पूज्यः श्राद्धषोडशकं प्रति ॥ तत्रासंभवे यावद् वृश्चिकदर्शनम् ॥ कन्यागते सवितरि यान्यहानि तु षोडश ॥ क्रतुभिस्तानि तुल्यानि सम्पूर्णवरदक्षिणे ॥** જે પક્ષમાં શરૂઆતમાં મધ્યમાં અગર અન્તમાં કન્યારાશિ ઉપર સૂર્યસંક્રમણ થતું હોય તે આખો પક્ષ ષોડશ મહાલયશ્રાદ્ધમાં પૂજનીય ગણાય છે. તે પક્ષમાં કારણવશાત્ શ્રાદ્ધ ન થઇ શક્યું હોય તો જ્યાં સુધી વૃશ્ચિક રાશિમાં સૂર્યસંક્રમણ રહે ત્યાંસુધીમાં પણ મહાલયશ્રાદ્ધ કરવું જોઇએ, કન્યાસંક્રાન્તિમાં સૂર્ય આવે છે તે વખતે દક્ષિણાયનમાં ભાદ્રપદ માસમાં સોળ દિવસોમાં કરવામાં આવેલું મહાલયશ્રાદ્ધ પ્રત્યેક દિવસે યજ્ઞ જેટલું ફલ આપનાર છે. પાણિનિમુનિએ પણ શરદ ઋતુમાં કન્યાગત સૂર્ય હોય ત્યારે શ્રાદ્ધનો મહિમા બતાવેલો છે. **आष्पे शरदः (४-३-१२) शारदिभवं शारदिकं श्राद्धम् ।**

**भक्त्या क्रियमाणं पित्र्यं कर्मेत्यर्थः। श्रद्धावान् पुरुषस्तु न गृह्यते अनभिधानात्। इति सिद्धान्तकौमुदी।** વ્યાકરણમહાભાષ્યકાર ભગવાન્ પતઞ્જલિ મહામુનિએ પણ **आम्राश्च सिक्ताः पितरश्च तृप्ता एका क्रिया द्व्यर्थकरी प्रसिद्धा ॥ इति**

શરદ્ શબ્દથી શ્રાદ્ધ અર્થમાં શૈષિક ઠઞ્ પ્રત્યય થાય છે. એ ઉપરથી શરદ્ ઋતુ એટલે કન્યાગત સૂર્યમાં થનારા શ્રાદ્ધનું શારદિક નામ પડે છે. ભક્તિપૂર્વક કરવામાં આવેલા પિતૃકર્મને અહિંઆં શ્રાદ્ધ પદથી બતાવેલું છે. જો કે શ્રદ્ધાવાન્ પુરૂષને પણ શ્રાદ્ધ કહી શકાય. પરંતુ તે શારદિક શબ્દથી અહિંયાં ગ્રહણ કરેલો નથી તેથી તે લેઈ શકાય તેમ નથી.

આ ઉપરાંત ગીતા અને પુરાણો મહાભારત રામાયણ વગેરે ઇતિહાસ ગ્રંથો એ બધામાં શ્રાદ્ધનાં વિધાનો બતાવેલાં છે. તેથી ભારતવર્ષની હિન્દુ પ્રજાને સમજાવવા માટે જેટલું કહેવું તેટલું અત્યુક્તિ ગણાય છતાં કેટલાએકને શંકા રહેતી હોય તો **नैषस्थाणोरपराधो यदेनमन्धो न पश्यति** એ ન્યાયથી પોતાનીજ ખામી છે, એમ સમજીને તે સુધારવા પ્રયત્નશીલ થવામાંજ શ્રેય રહેલું છે.

લોકાન્તર અગર જન્માન્તરમાં ગયેલા પિતૃઓને પુત્રાદિકે અહિંયાં કરેલી શ્રાદ્ધક્રિયા કેવી રીતે પહોંચે છે. તે સંબંધમાં કહ્યું છે કે. **यथा गोषु प्रनष्टो वै वत्सो विन्दन्ति मातरम्। एवं श्राद्धेऽन्नमुद्दिष्टं मन्त्रः प्रापयते पितॄन् ॥ नामगोत्रं पितॄणां तु प्रापकं हव्यकव्ययोः। नाममंत्रैस्तथोद्देशे भवान्तरगतानपि। श्राद्धान्नममृतं भूत्वादेवत्वे ऽप्यनुगच्छति ॥** જેમ ગાયોના ટોળામાંથી છૂટો પડીને નાસી ગયેલો વાછરડો ફરીથી ગાયોના ટોળામાંથી પોતાની માતાને ઓળખી કહાડે છે તેવીજ રીતે શ્રાદ્ધમાં જે પિતૃઓને ઉદ્દેશીને અન્નદાન કર્યું હોય તેજ પિતૃઓને વૈદિક મંત્રો પહોંચાડી આપે છે. પિતૃઓનું નામ ગોત્ર હવ્ય અને કવ્ય એટલે દેવક્રિયા અને પિતૃક્રિયા એ બન્નેનું ફલ પરલોકમાં જે જે યોનિમાં પિતૃઓ ગયા હોય તે તે યોનિને અનુરૂપ અન્નરૂપે પહોંચાડી આપે છે. દેવયોનિમાં પણ શ્રાદ્ધમાં અર્પણ કરેલું અન્ન અમૃતરૂપે પહોંચે છે,

ઉપર પ્રમાણે વૈદિક મંત્રોના બળથી શ્રાદ્ધાન્ન પરલોકગત પિતૃઓને પહોંચતું હોવાથી મહાલયમાં ધર્મપિંડ આપવાનો કહેલો છે અને તેની પ્રાર્થના એવા પ્રકારની કરવામાં આવે છે કે,–જે અમારા વંશમાં પિતૃઓ અગ્નિથી દગ્ધ થયા હોય અગર ન થયા હોય તથા જેઓનાં નામ ગોત્ર મારા જાણવામાં ન હોય તેવા પિતૃઓને ઉદ્દેશીને આ ધર્મપિંડ અર્પણ કરૂં છું જે તે તે પિતૃઓને પ્રાપ્ત થાઓ. હિન્દુસંસ્કૃતિ પિતૃભક્તિમાટે કેટલી સદ્ભાવના બતાવી રહી છે તે આથી સ્પષ્ટ થાય છે. જે પિતૃઓ પોતાના અન્તિમ ક્ષણપર્યંત પુત્રાદિકની મમતા રાખતા અને ઉત્કર્ષની ઇચ્છા રાખતા હતા તેઓને ઉદ્દેશીને વર્ષમાં એક બે વખત જે પુત્રો પિતૃતૃપ્ત્યર્થં શ્રાદ્ધક્રિયા કરતા નથી તેવા કૃતઘ્નપુત્રોમાં પોતાના સમાજની સેવાની અને દેશસેવાની આશા રાખવી એ તદ્દન નિરર્થકજ છે.

પરમપિતૃભક્ત મર્યાદાપુરૂષોત્તમ ભગવાન્ રામચંદ્રજીએ અયોધ્યાવાસીઓને વનમાં જતી વખતે કહ્યું હતું કે–**अतृप्त यो यस्य भयेप्यरक्षीच्च सर्वदास्मानपुषत्स्वपोषम्। महोपकारस्य किमस्ति तस्य तुच्छेन यत्नेन यतेऽस्य मोक्षः॥ विद्युत्प्रणाशं स परं प्रनष्टो यद्वोर्ध्वशोषं तृणवद्विशुष्कः। अर्थे दुराये किमुत प्रवासे न शासने चास्थित यो गुरूणाम् ॥** જેઓ

ઉત્પન્ન કર્યો, અનેક ભયોમાંથી રક્ષણ કર્યું, અને અનેક પ્રકારે પોષણ કર્યું, એવા મોટા ઉપકારમાંથી એક તુચ્છ વનભ્રમનથી છૂટી શકાય છે? નથી છૂટી શકાતું; વનપ્રવાસ તો સામાન્ય બાબત છે પણ અત્યન્ત કઠિણ કાર્ય કરવાની આજ્ઞા પિતાએ કરેલી હોય, અને તેનું પાલન પણ જો પુત્ર ન કરી શકે તો તેવા પુત્રે સૂકી ઘાસની માફક અગર જલદી નાશ પામનારી વિજળીની માફક નાશ પામવું એ શ્રેષ્ઠ છે, પરંતુ સંસારમાં પોતાનું કલંકિત મુખ બતાવવું ઉચિત નથી.

જેવી રીતે જીવિત પિતૃઓ પોતાના પુત્રાદિ સંતાનોના ઉત્કર્ષની ઇચ્છા રાખે છે, તેવીજ રીતે પરલોકગત પિતૃઓ પણ પોતાના પુત્રાદિ સંતાનોના અભ્યુદયને ઇચ્છે છે. તથા શ્રાદ્ધાદિ કર્મથી પ્રસન્ન થઇને અનેક પ્રકારનો વૈભવ પણ આપે છે. **आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च। प्रयच्छन्ति तथा राज्यं पितरः श्राद्धतर्पिताः** શ્રાદ્ધમાં અર્પણ કરેલા અન્નાદિ પદાર્થોથી તૃપ્ત થયેલા પિતૃઓ શ્રાદ્ધક્રિયા કરનાર પુત્રાદિકને આયુષ્ય પ્રજા ધન વિદ્યા સ્વર્ગપ્રાપ્તિ રાજ્ય અને તેવાં અનેક પ્રકારનાં સુખો આપે છે, અને છેવટે મોક્ષ પણ આપે છે. આ શ્રાદ્ધક્રિયામાં જે બ્રાહ્મણોને નિમંત્રણ કરવાનું હોય તે બ્રાહ્મણો પણ વેદશાસ્ત્રને જાણનારા હોય તેવાઓને નિમંત્રણ કરવું જોઇએ નામ માત્રના બ્રાહ્મણોનું શ્રાદ્ધમાં અર્ચન કરવાથી કંઈ પણ અર્થ સરતો નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે, **यथेरिणे बीजमुप्त्वा, न वप्ता लभते फलम् ॥ तथानृचे हवि[र्द]त्त्वा न दाता लभते फलम् ।** જેમ કોઈ ખેડુત ઉખર જમિનમાં બીજ વાવીને કંઈ પણ ફળ [મેળ]વી શકતો નથી, એ પ્રમાણે અવિદ્વાન્ અનધિકારી બ્રાહ્મણને શ્રાદ્ધનું દાન આપીને દાતા (દાન [કરના]ર) કંઇ પણ ફલ મેળવી શકતો નથી,

આ ઉપરાંત શ્રાદ્ધ કર્તાને પાળવાના નિયમો તથા શ્રાદ્ધમાં આમંત્રિત બ્રાહ્મણોને પાળવાના [નિ]યમો અનેક છે. અને તે બધાય નિયમો પ્રમાણે વર્તીને કરવામાં આવેલી શ્રાદ્ધ ક્રિયાથી પિતૃઓની [તૃ]પ્તિ અને તે દ્વારાએ શાસ્ત્રોક્ત ફલ બરાબર મળી શકે તેમાં જરા પણ સંદેહ નથી. હિન્દુ પ્રજાનું [દુ]ર્ભાગ્ય તો એ છે કે જ્યાં ઐહિક આમુષ્મિક (આ લોક અને પરલોક)ના અભ્યુદયને માટે પરમ [કા]રુણિક મહર્ષિઓએ અનાદિ અપૌરુષેય અને ગૂઢતત્વવાળા જ્ઞાનનિધિ વેદમાંથી ઉદ્ધાર કરીને અનેક [ઉ]પયોગી માર્ગો સરળતાથી બતાવી દીધા છે. છતાં **हितं न रोचते तस्य मुमूर्षोरिव भेषजम्** [જેનુ]ં અવસાન નજીક આવી પહોંચ્યું હોય તેને ઔષધ પેઠે હિતકારક ઉપદેશ રુચતો નથી. એ ન્યાયે [કુ]માર્ગે ગમન કરીને વિનાશ પામે તે પોતાના પૂર્વ જન્મના દુષ્કર્મોનુંજ ફલ છે. પરમાત્મા દુઃખી [ભા]રતવર્ષીય મનને સદ્બુદ્ધિ આપો. **इति**

---

# — जय जननी —

### ( કૌશિકરામ વિઘ્નહરામ મહેતા )

રાગ—ધનાશ્રી

તારો જય જયકાર, જનની! તારો જય જયકાર;— ધ્રુવ૦
ધજા કસુંબી તુજ ફરકી રહી, જગ અંદર ને બહાર— જનની૦
ઋષિવર મુનિવર કદિ નવ પામ્યા, તુજ ગુણગણનો પાર— જનની૦

રૂપ ઉમાનું ધરી તેં હરને, અર્પી વિભૂતિ અપાર— જનની૦
લક્ષ્મીરૂપે લાલન તુજ કરીને, હરિ પાળે સંસાર— જનની૦
વાણીરૂપે તેં દીધો વિધિને, સર્જનનો અધિકાર— જનની૦
તુજ સત્તા વિણુ પત્ર ન હાલે, તું વિણુ જગ નિઃસાર— જનની૦
તુજ જ્યોતિથી જગમાં ઉજળાં, ફરતાં નર ને નાર— જનની૦
રાચે જે તું અખિલેશ્વરી તો, સંકટનો શો ભાર?— જનની૦
તુજ પદ-મસ્તી કરતી સસ્તી, સુરપતિ પદવી હજાર— જનની૦
તુજ મંગલ દ્વારે વસી માડી! સિદ્ધિ અપરંપાર— જનની૦
અમીદૃષ્ટિથી નિહાળી તુજ સુત, સર્વ વિપત્તિ વિદાર— જનની૦
દાસ છું તારા ચરણકમલનો, સંસૃતિપાર ઉતાર— જનની૦



# પરમ આરાધ્ય શ્રીસદ્ગુરુપરમાત્મમહાશક્તિ પૂર્ણ-પરમેશ્વરી શ્રીમાજીશ્રીનું ઉત્તરાર્ચન

શ્રીશ્રેયઃસાધકઅધિકારિવર્ગના તરણતારણ પરમ સમર્થ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્ય ભગવાનનાં અપરમૂર્ત્તિ વાત્સલ્યપ્રતિમા સાધકામ્બાના લીલાતનુના તિરોભાવથી સકલ સાધક સમુદાય પોતાનાં માતાના વિયોગ દુઃખે પરિપીડિત છે બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાન પછી આ સાધક વર્ગ પરમ કરુણામયી એ સાધકામ્બાના અબાસુખશય્યાસમાન પરમપુનીત અંકમાં અલૌકિક પુષ્ટિતુષ્ટિ પામી ઉછર્યો છે-ફલ્યો ફાલ્યો છે. તે સકલ વિઘ્નવિદારિણી પરમ કલ્યાણકારિણી પરામ્બાનો લીલાવિગ્રહ તેમના અધિષ્ઠાનરૂપ આપણા સર્વસ્વ બાપજીશ્રીના પરાત્પર સત્ચિત્મુદ્દસ્વરૂપમાં વિલીન થવાથી સાધક વર્ગ કોઇ અનિર્વાચ્ય કરુણરસમહોદધિમાં નિમજ્જન કરી રહ્યો છે કે જે મહાક્ષીરસાગરમાં શ્રીમાતૃશ્રીચરણનો વિયોગ તે એજ શ્રીચરણનો સાક્ષાત્કાર છે!

આ કાલિકાલના પ્રથમ ચરણમાં ઉજતા વિકારો વૈમત્ય અને નવકુતૂહલના પ્રવાહ સામે સનાતન શ્રુતિસ્મૃતિપુરાણતંત્રપ્રતિપાદિત હિન્દુ ધર્મના સંરક્ષણ માટે સદુપદેશના પ્રચારના અર્થે અમારા શ્રેયધ્યેય સદ્ગુરુ પરમાત્મા આ ભૂલોકનાં ભારતવર્ષમાં બ્રાહ્મણકુલમાં આવિર્ભાવ પામ્યા. એ પરાત્પર પ્રભુશ્રીનાં અવતારકૃત્યમાં સદ્ધર્મચારિણી મહાશક્તિરૂપે પરમવત્સલતાથી સ્વકાર્યભાગનું માજીશ્રીએ લોકોત્તર આદર્શરૂપ નિર્વહણ કીધું છે. પરમ પુનીત સદાચરણનું યથાર્થ આદર્શભૂત અનુષ્ઠાન, શ્રીઆચાર્યવંશના અસ્તિત્વનું પ્રવર્તન, તથા શ્રી શ્રેયઃસાધક અધિકારિ વર્ગના ગૌરવનું રક્ષણ તેમજ વર્ગને શ્રીસુરેશ્વરાચાર્ય ભગવાનના અભિભાવકે સનાથ રાખવાનું અતિ મહત્વનું કાર્યસાધન, -એ કર્ત્તવ્યત્રયીને સિદ્ધ કરીને-શ્રીમાતુશ્રીચરણે સાધકવર્ગ ઉપર તેમજ સદ્ધર્મપ્રેમી પ્રજાસમસ્ત ઉપર અકથ્ય ઉપકાર કર્યો છે.

આ વર્ષમાં શ્રે. સા. અ. વર્ગ ઉપર અચિન્ત્ય આપત્તિનો પ્રપાત થયો, તે પૂજ્યપાદ આચાર્યવર્ય શ્રીમદુપેન્દ્ર ભગવાનના સ્વરૂપસ્થાનનો વ્યતિકર હતો. આ આઘાત વજ્ર સમાન હતો અને

ઉત્પન્ન કર્યો, અનેક ભયોમાંથી રક્ષણ કર્યું, અને અનેક પ્રકારે પોષણ કર્યું, એવા મોટા ઉપકારમાંથી એક તુચ્છ વનગમનથી છૂટી શકાય છે? નથી છૂટી શકાતું; વનપ્રવાસ તો સામાન્ય બાબત છે પણ અત્યન્ત કઠિણ કાર્ય કરવાની આજ્ઞા પિતાએ કરેલી હોય, અને તેનું પાલન પણ જો પુત્ર ન કરી શકે તો તેવા પુત્રે સૂકી ઘાસની માફક અગર જલદી નાશ પામનારી વિજળીની માફક નાશ પામવું એ શ્રેષ્ઠ છે, પરંતુ સંસારમાં પોતાનું કલંકિત મુખ બતાવવું ઉચિત નથી.

જેવી રીતે જીવિત પિતૃઓ પોતાના પુત્રાદિ સંતાનોના ઉત્કર્ષની ઇચ્છા રાખે છે, તેવીજ રીતે પરલોકગત પિતૃઓ પણ પોતાના પુત્રાદિ સંતાનોના અભ્યુદયને ઇચ્છે છે. તથા શ્રાદ્ધાદિ કર્મથી પ્રસન્ન થઇને અનેક પ્રકારનો વૈભવ પણ આપે છે. **आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च। प्रयच्छन्ति तथा राज्यं पितरः श्राद्धतर्पिताः** શ્રાદ્ધમાં અર્પણ કરેલા અન્નાદિ પદાર્થોથી તૃપ્ત થયેલા પિતૃઓ શ્રાદ્ધક્રિયા કરનાર પુત્રાદિકને આયુષ્ય પ્રજા ધન વિદ્યા સ્વર્ગપ્રાપ્તિ રાજ્ય અને તેવાં અનેક પ્રકારનાં સુખો આપે છે, અને છેવટે મોક્ષ પણ આપે છે. આ શ્રાદ્ધક્રિયામાં જે બ્રાહ્મણોને નિમંત્રણ કરવાનું હોય તે બ્રાહ્મણો પણ વેદશાસ્ત્રને જાણનારા હોય તેવાઓને નિમંત્રણ કરવું જોઇએ નામ માત્રના બ્રાહ્મણોનું શ્રાદ્ધમાં અર્ચન કરવાથી કંઈ પણ અર્થ સરતો નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે કે, **यथेरिणे बीजमुप्त्वा, न वप्ता लभते फलम् ॥ तथानृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ।** જેમ કોઈ ખેડુત ઉખર જમિનમાં બીજ વાવીને કંઈ પણ ફળ ગી શકતો નથી, એ પ્રમાણે અવિદ્વાન્ અનધિકારી બ્રાહ્મણને શ્રાદ્ધનું દાન આપીને દાતા (દાન નાર) કંઇ પણ ફલ મેળવી શકતો નથી,

આ ઉપરાંત શ્રાદ્ધ કર્તાને પાળવાના નિયમો તથા શ્રાદ્ધમાં આમંત્રિત બ્રાહ્મણોને પાળવાના યમો અનેક છે. અને તે બધાય નિયમો પ્રમાણે વર્તીને કરવામાં આવેલી શ્રાદ્ધ ક્રિયાથી પિતૃઓની પ્તિ અને તે દ્વારાએ શાસ્ત્રોક્ત ફલ બરાબર મળી શકે તેમાં જરા પણ સંદેહ નથી. હિન્દુ પ્રજાનું ર્ભાગ્ય તો એ છે કે જ્યાં ઐહિક આમુષ્મિક (આ લોક અને પરલોક)ના અભ્યુદયને માટે પરમ રુણિક મહર્ષિઓએ અનાદિ અપૌરૂષેય અને ગૂઢતત્ત્વવાળા જ્ઞાનનિધિ વેદમાંથી ઉદ્ધાર કરીને અનેક પયોગી માર્ગો સરળતાથી બતાવી દીધા છે. છતાં **हितं न रोचते तस्य मुमूर्षोरिव भेषजम्** નું અવસાન નજીક આવી પહોંચ્યું હોય તેને ઔષધ પેઠે હિતકારક ઉપદેશ રુચતો નથી. એ ન્યાયે માર્ગે ગમન કરીને વિનાશ પામે તે પોતાના પૂર્વ જન્મના દુષ્કર્મોનુંજ ફલ છે. પરમાત્મા દુઃખી ારતવર્ષીય મનને સદ્‌બુદ્ધિ આપો. इति

---

# — जय जननी —

(કૌશિકરામ વિઘ્નહરામ મહેતા)

રાગ—ધનાશ્રી

તારો જય જયકાર, જનની! તારો જય જયકાર;— ધ્રુવ૦
ધજા કસુંબી તુજ ફરકી રહી, જગ અંદર ને બહાર— જનની૦
ઋષિવર મુનિવર કદિ નવ પામ્યા, તુજ ગુણગણનો પાર— જનની૦

જય સદ્‌ગુરૂ સચ્ચિદાનંદ, જયગુરૂ નૃસિંહ પરમાનંદ.–એ ધુનથી નિર્ણીત કાર્યક્રમનો પ્રારંભ કીધો; તે પછી સાધક રત્ન શ્રીયુત જમનાદાસ મંગાદાસ મહેતાએ પોતાના હૃદયોદ્‌ગાર, ભક્તિભાવ અને માજીશ્રીનાં પોતાના પર વાત્સલ્ય અને વિશ્વાસનો દ્યોતક ભાવભીનો પ્રાસ્તાવિક ઉલ્લેખરૂપ એક સવિસ્તર લેખ વાંચ્યો હતો. તેમાં કૃપામયી માજીશ્રીનાં અલૌકિક વાત્સલ્ય, તપશ્ચર્યાચરણ, ત્યાગ, અપ્રમાદયુક્ત પરિશ્રમપરાયણતા, વગેરે ગુણોનું સ્વાનુભૂત વર્ણન કર્યું હતું, તથા શ્રીચરણો સાથેનો પોતાના કુટુંબનો ચિરપરિચય દર્શાવ્યો હતો, અને અનન્ય સેવા ભાવિની પરમસાધ્વી સાધિકારત્ન શ્રી ચંદુબહેને કરેલી ધન્યવાદાર્હ માજીશ્રીની સેવાનો ઉલ્લેખ કર્યો હતો, જે સર્વમાન્ય હતો. સાધક બંધુ શ્રીભાઇલાલની પણ સેવા તેવીજ પ્રશસ્ય જણાતી હતી. તેમની સેવાભક્તિ આપશ્રીના પરમ ભક્ત ઉદારચરિત સાધકવર્ય સ્વરૂપાવસ્થિત શ્રીનાથજીભાઇનાં સંતાનોને અનુરૂપજ છે.

ત્યારબાદ સાક્ષરવર્ય સાધકરત્ન શ્રી કૌશિકરામભાઇએ માજીએશ્રીને હંમેશ આપશ્રીની વેદ વાણીરૂપ ભજનો પર જે અનન્ય શ્રવણપ્રેમ હતો તે શ્રી નૃસિંહવાણી વિલાસમાંથી ભજનો ભાવપ્રવાહ અને એકાગ્રતા પૂર્વક ગાયાં હતાં; પરમશાન્તિમાં સાધકવર્ગ તેના શ્રવણથી નિમજ્જન કરી રહ્યો હતો. તે ઉપર પંડિતજી શ્રીજગન્નાથે આપશ્રીરચિત "જગજ્જનનીરે"-એ પદ સ્વાભાવિક મધુર સ્વરે ગાઇને ભક્તિરસની હેલી વરસાવી હતી;

પછી આરતિ અને પુષ્પાંજલિના વિધિ થઇ રહ્યા પછી સવારના સમયનો કાર્યક્રમ સમાપ્ત થયો હતો.

પછી મધ્યાન્હે પ્રસાદ લેઇ આરામ લીધા પછી સાંયકાળે સર્વ સાધકસમાજ એકઠો થયો ત્યારે આરંભમાં શ્રી પૂજ્યપાદ શ્રીસુરેશ્વરાચાર્ય ભગવાને " ઉત્તરાર્ચનના ઉદ્દેશ " વિષે એકમીમાંસાપૂર્ણ પ્રવચનલેખ વાંચ્યો હતો જે નીચે પ્રમાણે છે:—

॥ ૐ શ્રી ॥

श्रीसद् गुरवे परमात्मने नमः

# श्रद्धांजलि.

( પૂ. પા. શ્રી સુરેશ્વરાચાર્ય ભગવાનનું પ્રવચન )

દોહરો

મન વાણી ને કાયથી, કરૂં સાષ્ટાંગ પ્રણામ;
જનની! શિશુ જનનાં, તમો સદૈવ પૂરણ કામ.

---

શ્રદ્ધાભક્તિસમન્વિત પ્રિય બન્ધુઓ અને ભગિનીઓ!

આપ સર્વ અમારાં તથા આ વર્ગના પૂજ્યતમ શ્રીઇષ્ટસ્વરૂપ માજીશ્રીના ઉત્તરાર્ચન નિમિત્તે અંતરના પૂજ્યભાવસહિત આજે આ સ્થળે એકત્ર થયા છો તે આપ સર્વની આ કુટુંબ પ્રત્યેની સદ્‌વૃત્તિનું સૂચક હોઇ અમને આશ્વાસનરૂપે થઇ પડે છે. થોડા સમય પૂર્વે આપણાં ભક્તવત્સલ

પ. પૂ. ભગવાનશ્રીના સ્વસ્વરૂપગમનનો વિરહ સાલી રહ્યો છે તેવામાં વળી ભક્તિનિષ્ઠ અંતઃકરણવાળા એવા પરમ ઈશ્વરી શ્રીમાજીશ્રીએ પણ પોતાના શરીરનો ઉત્સર્ગ કરવાથી દ્વિગુણ વિજોગી થઇ ગયા છીએ. છતાં પણ શ્રીબ્રહ્માનુભવી પ. પૂ. શ્રીદેવાશ્રી વિરાજે છે એ એક શાન્તિનું સ્થાન છે. આ વર્ગના બંધુઓની શ્રદ્ધાભક્તિ તથા અન્ય સજ્જનવર્ગનો પ્રેમ નિસંશય પ્રશંસનીય છે. પરમાત્મા આપ સર્વને આ સદ્ભાવનું શુભ ફલ અર્પો એવી આ અંતઃકરણની ઇચ્છા છે.

આપણા ધર્મ પ્રમાણે, શાસ્ત્રાનુસાર દેહવિલય પછી તે પરલોકવાસીના વારસો ઉત્તરક્રિયા કરે છે તેનું કારણ શ્રીગરુડપુરાણમાંથી જણાય છે કે- જે દ્વાદશાહરૂપ ઉત્તરક્રિયા કરવામાં આવે છે, તેથી તે ગત મનુષ્યનો યાતનાદેહ બંધાય છે. આ દ્વાદશાહમાં અપાતા સોળ પિંડથી યાતનાદેહ બંધાય છે, અને તેથી યમયાતના ભોગવ્યા પછી તે પ્રાણીની ગતિ તેના કર્માનુસાર આગળ થાય છે. લૌકિક નિયમાનુસાર આ ક્રિયા તો કરવામાં આવી છે, એટલે 'ઉત્તરકર્મ' ની અગત્ય શી? એવી શંકા કદાચ અન્ય કોઈને થવા પામે એ સ્વાભાવિક છે, પરંતુ આજનું આ 'ઉત્તરકર્મ' સકારણ, આવશ્યક તથા શાસ્ત્રાનુસાર છે એ સિદ્ધ થઇ શકે તેવી વાત છે.

હવે એ શંકા રહે છે કે—જે આત્માઓને દક્ષિણ દ્વારે જવાનું નથી અને યાતના દેહ લેવાનો નથી તેવા માટે દશાહાદિ શ્રાદ્ધોની અગત્ય શી?

આ શંકાના સમાધાન માટે એટલું જ વિચારવું બસ થશે કે આપણે મરનાર પ્રાણીનાં જોઇ શકીએ તેવાં કર્મો જાણિયે છીએ, પરંતુ તે પ્રાણીના ગુપ્ત કર્મોને જાણતા નથી. તેથી કોને યાતનાદેહ લેવો પડશે અને કોને તે દેહ નહિ લેવો પડે એ આપણે જાણી શકતા નથી. તેથી એક સામાન્ય નિયમ તરીકે આ શ્રાદ્ધાદિ ક્રિયા પ્રેતકલ્પમાં જણાવ્યા પ્રમાણે કરી આપણી તે મનુષ્ય પ્રત્યેની ફરજ બજાવીએ છીએ. જો આ ઉત્તરક્રિયા કરનાર સર્વજ્ઞ હોય અને જાણી લે કે તે ગત જીવની કર્મસંપત્તિ અમુક પ્રકારની ઉચ્ચ ગતિને આપનારી છે, તેથી તે શ્રાદ્ધાદિક ન કરે તો તે જીવને હાનિ ન થાય એ સત્ય છે તેમ છતાં સર્વજ્ઞ મહાપુરુષો, અરે અવતારિક પુરુષો પણ એ શાસ્ત્રોક્ત અને શિષ્ટાચરિત ક્રિયાઓ કરે જ છે. શ્રીરામાદિક અવતારી પુરુષોએ પણ એ સર્વ ક્રિયા કર્યાનું આપણાં ધર્મપુસ્તકોમાંથી મળી આવે છે. ભગવાન્ શ્રીકૃષ્ણે પણ ગાયું છે કે જો હું કર્મ ન કરૂં તો બીજાઓ પણ કર્મ ન કરે અને પાપમાં પડે. તેથી શ્રેષ્ઠ પુરુષો જે કરે તે જોઇને બીજાઓ તેને અનુસરે, તેટલા માટે શ્રી રામચંદ્રજીએ પણ વનવાસ કે જ્યાં કશું સાધન મળવાનો સંભવ નહિ તેવા સ્થાનમાં પણ પિતાનું શ્રાદ્ધ અન્ય જનોને બોધ આપવા ખાતર કર્યું. આથી જણાશે કે—સર્વજ્ઞ મહાપુરુષો પણ નિષ્કામપણે અન્યને બોધ આપવાના હેતુથી કેટલીક ક્રિયા આગ્રહપૂર્વક પણ કરે તેમાં આશ્ચર્ય જેવું નથી. તે ગત જીવનો યાતનાદેહ ન થવાનો હોય તો પણ તે કર્મના દેવતાઓ (કંઇ નહિ તો મર્યાદાનિર્વાહક દેવતાઓ) પણ પ્રસન્ન થાય છે અને શ્રેયસ્ તથા નિઃશ્રેયસની વૃદ્ધિ કરે છે.

આ અનાદિ સિદ્ધ નિયમને અનુસરીને આપણે શ્રીઇષ્ટસ્વરૂપ માજીશ્રીનું ઉત્તરાર્ચન શ્રદ્ધા ભક્તિપૂર્વક કરી કૃતાર્થ થઇએ.

પરમ પૂજ્ય માજીશ્રી આપણા શ્રીઇષ્ટ પરમાત્માનુંજ સ્વરૂપ છે, અને તપ, ત્યાગ અને વૈરાગ્યની પ્રતિમા છે. આ લોકમાં ઉત્તમોત્તમ અભ્યુદય, પારલૌકિક શ્રેયસ્ તથા અલૌકિક નિઃશ્રેયસનું દાન કરવાની શ્રીઇષ્ટ પરમાત્માની ઇચ્છાશક્તિ તેઓશ્રી આપણું સર્વનું પરમ વિશ્રામસ્થાન છે.
ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

તે પછી શ્રી કૌશિકરામભાઈએ શક્તિ શક્તિમાનનો અભેદ અને અન્યોન્ય સહકાર દર્શાવ્યો હતો. અને માજીશ્રીના સૌભાગ્યમય જીવનની તથા વૈરાગ્યત્યાગતપોમય જીવનની લીલાનું સ્વરૂપ આલેખી પરમ સતી શ્રીમહામાયા માજીશ્રીની અનિર્વચનીય શક્તિઓના સ્વરૂપનું દિગ્દર્શન કરાવ્યું હતું. શ્રી જગન્નાથ પંડિતે માજીશ્રીની તપશ્ચર્યાનો પોતાનો અનુભવ કહીને તથા પોતાના કુટુંબપર માજીશ્રીની કેવી મમતા હતી તે દર્શાવ્યું હતું. પછી શ્રી લક્ષ્મીરામ પુરાણીએ શ્રી ઉપેન્દ્રાચાર્ય ભગવાનની માતૃભક્તિનો હૃદયસ્પર્શી ઉલ્લેખ કર્યો હતો. તે પછી રિટાયર્ડ ડેપ્યુટિ કલેક્ટર સાધકવર્ય શ્રી ધીરૂભાઈએ માજીશ્રીનો વિશેષ પરિચય પોતાને ન હોવાનું જણાવી ઇષ્ટ શ્રી ઉપેન્દ્રાચાર્ય ભગવાનની છેલ્લા અરસાની સૂચક ક્રિયાઓ અને પૂજ્ય માજીશ્રીએ શ્રી સુરેશ્વર ભગવાનનો અભિષેક કરાવી જે સંકેત સાધ્યો તેની એકવાક્યતા કરી માજીશ્રીની સર્વજ્ઞતા વિષે ઉલ્લેખ કર્યો હતો. તે પછી અ૦ સૌ૦ શ્રી. શાન્તા બહેને માજીશ્રીના શાન્ત, વાત્સલ્યવાન, પરોપકારી સ્વભાવની સ્તુતિ કરવા સાથે તેઓશ્રીની વચનસિદ્ધિનો એક દાખલો આપ્યો અને ગદ્ગદ કંઠે પોતાનું વક્તવ્ય પૂર્ણ કર્યું. પછી સાધક બંધુશ્રી હિંમતલાલ ભાઈએ પણ માજીશ્રીના દયાળુ સ્વભાવના સંસ્મરણો ઉલ્લેખી પોતાની ભાવાંજલિ સમર્પી હતી. શ્રી વિષ્ણુપ્રસાદ મજમુદારે સાધક નહિ પણ સાધકપુત્રદ્વારે એક સામાન્ય દૃષ્ટિએ પણ માજીશ્રીના જીવનની પવિત્ર ભવ્યતા વર્ણવી પૂજ્યભાવ દર્શાવ્યો. સાધકવૃદ્ધ શ્રીસંઘવીએ માજીશ્રીને આપજીશ્રીનાં સંપૂર્ણ શક્તિરૂપે સ્તવ્યાં અને શ્રીઉપેન્દ્રપ્રભુના પ્રાકટ્ય પછી તેના સહુથી પ્રથમ દર્શન કરનાર અને માજીશ્રીને તે પ્રસંગે તેનાં માશીને ઘેર લાવી ત્યાં સ્નાન, ભોજન અને વિશ્રામ કરાવી પાછાં ટ્રેનમાં વડોદરે વિદાય કરવાની સેવા આપજીશ્રીની પત્રદ્વારા આજ્ઞા થયા પ્રમાણે બજાવવાનું સદ્ભાગ્ય પોતાને પ્રાપ્ત થયાનું જણાવ્યું હતું. પૂજ્ય માજીશ્રી અને શ્રીભારતીદેવી એ આપજીએ શ્રીભામિનીભૂષણમાં દર્શાવેલા સ્ત્રીધર્મના મૂર્તિમાન્ ઉપદેશરૂપ હતાં એમ જણાવી આપજીશ્રીના ધર્મસંસ્થાપનરૂપ અવતાર-કાર્યને માજીશ્રીએ પૂર્ણતાએ પહોંચાડ્યું તેથી આપજીશ્રીનાં સંપૂર્ણ શક્તિ તરીકે ઉપસંહારમાં શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી.

વ્યાખ્યાનોની સમાપ્તિ થયે સંગીતમંડળે પરમ પૂજ્ય શ્રીજયન્તીદેવીરચિત "જયગાન"નું પ્રભાવશાળી પદ્ય આરંભમાં ગાયું હતું. પરમપૂજ્યપાદ શ્રીસુરેશ્વરાચાર્યભગવાને થોડોક સમય માજીશ્રીની ધુન કરાવી પછી વિવિધ સુંદર પદો આ પ્રસંગે રચેલાં નવાં ગાવામાં આવ્યાં. અંતે સમર્થ શ્રીઉપેન્દ્રાચાર્યભગવાનનું રચેલું "જય જય જગપતિ, જય મહામાયા" એ પદ વડે આજનો પુણ્યકાર્યક્રમ સમાપ્ત કરવામાં આવ્યો.

ત્યારબાદ સર્વ સાધકવર્ગ શ્રીચરણોનુગો પ્રત્યે ભક્તિભાવપૂર્ણ હૃદયે પોતપોતાને સ્થાને વિદાય થયા.

# श्रीमहाकालना उपासकोने

શ્રી મહાકાળના પ્રકટ થવાથી સજ્જનો તરફથી તે માટે પ્રસન્નતાના, સંતોષના તેમજ તેની પ્રસંશાના ઉદ્ગારોના અનેક પત્રો આવે છે. કેટલાક એવું ભારપૂર્વક લખે છે કે શ્રીમાન્ માસ્તર સાહેબના સમયમાં જે પ્રકારનું લેખન વાંચન તેમાં આવતું હતું તે પ્રકારનું લેખન વાંચન આવે તેની ખાસ કાળજી રાખશો. આ સર્વ બંધુઓને વિનંતિ કે તંત્રીશ્રી તેમજ તેના પ્રકટ થવામાં સહાનુભૂતિ ધરાવનારાઓની એવીજ ઇચ્છા છે. વિવિધતાથી તેને શણગારવાની વૃત્તિ છે તેમજ **भिन्न रुचिर्हि लोकः** એ ન્યાયે સર્વની રુચિને પોષે અને પ્રથમ જેટલોજ તેનો પ્રચાર થાય એવી અભિલાષ ક્રમેક્રમે શ્રીમહાકાળ ભગવાન્ પૂર્ણ કરશે એવી અમને અડગ શ્રદ્ધા છે. પરન્તુ તેવા મહાનુભાવો અને બંધુઓને સાથે સાથે જણાવવાની અમને આવશ્યકતા લાગે છે કે આ જગતની અંદર ગત વસ્તુ જેમ પાછી આવતી નથી તેમજ ગત પ્રકારની લેખન સામગ્રી, પણ પ્રાપ્ત થતી નથી. આ એક સનાતન સત્ય છે. ગમે તો તેથી ચઢિયાતી કે તેથી ઉતરતી લેખનસામગ્રી દૃષ્ટિએ પડે. પરન્તુ તેજ પ્રકારની સામગ્રી પુનઃ દૃષ્ટિગોચર ભાગ્યેજ થઇ શકે છે. ઋષિમુનિઓએ ઉપનિષદો રચ્યાં છે. તેમાં પણ લેખનશૈલી કે વિચાર સરણી એકબીજાનાથી ભિન્નજ પડે છે. શ્રી વ્યાસે પુરાણો લખ્યાં તેવાં પુરાણો અન્ય કોઇ લખી શક્યું નથી. જે કવિઓ થઇ ગયા તેમના જેવીજ કાવ્યશકિત ધરાવનારા અન્ય થયા નથી તેથી જવલંત કવિઓ થયા હશે. કાલિદાસના શાંકુતલ નાટક જેવું ભાવવાહી એક પણ નાટક સંસ્કૃતમાંય થયું નથી. જેમ જેમ સમયનું રૂપાંતર થતું જાય છે તેમ તેમ લેખનપદ્ધતિ અને વિચાર સરણીનું રૂપાંતર પણ થતું જાય છે. શ્રીમન્ માસ્તર સાહેબે સંજોગોવશાત્ અમુક પ્રકારનું લેખન વાંચન ગદ્યપદ્યમાં જનતાને આપ્યું, શ્રીમદ્ ! ઉપેન્દ્ર ભગવાને પણ ઉત્તમ પ્રકારનાં પદો, રસદર્શનો અને લેખોનું આસ્વાદન કરાવ્યું. પિતા કરતાં પુત્ર વધી ગયા એવા પણ ઉદ્ગારો કેટલાકના મુખમાંથી સ્વાભાવિક રીત્યે નિકળી ગયા. તેમ છતાં જે વિચારસરણી અને બોધન શૈલીથી પરમકૃપાળુ શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રીસામિનીભૂષણ તથા શ્રીસિદ્ધાન્તસિંધુનું સરસ્વતીદાન કર્યું છે તેના આગળના અલંકારો કે રત્નો લખવાનો પ્રયત્ન પણ કોઇથી થઇશકયો નથી. અર્થાત્ અમુકજ પ્રકારના લેખો આબેહૂબ આવશે તેવું કથન કરવું એ એક પ્રકારની ધૃષ્ટતાજ ગણાય પરન્તુ જેવા લેખો અને શૈલીથી આગળનાં મહાકાળ લોકપ્રિય થઇ પડ્યાં હતાં તેવા લેખો એ શૈલીને, આપણી સનાતન રીતિને અનુકૂળ રહીને, અનુસરવા અને વાચકવૃંદને તેનો લાભ આપ તંત્રીજી તેમજ લખકમંડળ જરૂર પ્રયત્નવાન્ રહેશે

શ્રીશ્રેયઃસાધકઅધિકારી વર્ગનું આ પત્ર હોવાથી તેમાં શ્રીશ્રેયઃસાધકવર્ગસંબંધી વિશેષ વિભાગ, ઉક્ત વર્ગસંબંધી સંજોગોને લઇને અત્યાર સુધી રોકાયો છે. પરન્તુ ઇતર સજ્જનોને પણ પુરતુ વાંચન મળે ને ઉદ્દેશ પણ લક્ષમાં રાખવામાં આવ્યો છે. એવા સંયોગો વારંવાર આવવાનો સંભવ નથી, એટલે હવે પછી તો બધુંય સર્વભોગ્ય લખાણ આવશે.

શ્રી મહાકાલના કેટલાક ઉપાસકોના નામ ઉપર ગયેલા ચાર અંકો પહોંચો ગયા પછી પાંચમો અંક Not Known કે તેવી પોસ્ટની નોંધ સાથે પાછો આવેલ છે, તેથી સર્વે ઉપાસકોને વિનંતી કે તેઓ સ્થાનાંતર કરે કે તુરતજ અમને કે પોષ્ટને ખબર આપે તો તેમનું પત્ર તેમને યથાસમયે મળશે અને અત્રે પાછું નહિ આવે.

પ્રથમના અંકોમાં જણાવવામાં આવ્યું છે કે ત્રણ અંકો વાંચી જોઇ ઉપાસક રહેવાની ઇચ્છા નહોય તો એક કાર્ડદ્વારા અમને તે પ્રમાણે જણાવવાનો શ્રમ લેવો. તેમ છતાં કોઇ કોઇએ ચોથા અંકની રાહ જોઇ તે લેવા ના પાડી છે, ગણ્યાંગાંઠ્યા સજ્જનો તો એવા પણ નીકળી આવ્યા છે કે ચાર અંકની પ્રસાદી લેઇને પાંચમો અંકજ પાછો વાળ્યો છે. પસંદગી માટે ત્રણ અંકોજ જણાય

Registered No. B. 3966

હતા, એટલે જે સુજ્ઞોએ એ પ્રમાણે કર્યું નથી તેઓથી સદ્‌પ્રકાશના એક વર્ષના તો ઉપાસક થવા છે એમજ સમજીને તેમના નિમિત્ત પોષ્ટ વિગેરેનું ખર્ચ કરવામાં આવે છે. તેથી આ છઠ્ઠો અંક મળતાં પોતાનો ઉપહાર (રૂ. ૨) મનીઓર્ડરથી મોકલાવી આપવાની કૃપા કરશો. આ ૭ અંક મળ્યા પછી પણ જેમને ઉપાસક રહેવાની ઇચ્છા ન હોય તે બંધુઓ વ્યવહારિક રીતે ૭ માસના રૂ. ૧) રૂપિયો એનો મનીઓર્ડર કરી તેના કુપનમાં પછીના અંકો નહિ મોકલવાનું જણાવવા તસ્દી લેશો.

જે ઉપાસકોએ હજુ સુધી ઉપહાર ન મોકલ્યો હોય તે બંધુઓ સત્વર મોકલશે એવી તેમને વિનંતી છે. વી. પી. માં પોસ્ટખાતાના નિયમ મુજબ અમુક દિવસ ઉપરાંત વી. પી. રોકાઈ શકાતું નથી. તે દરમ્યાન ઉપાસક બહાર ગામ હોય કિંવા કોઈ કારણસર અનુકૂળતા ન હોય તેથી તેમને અને પરિણામે શ્રીમદ્‌પ્રકાશને વિનાકારણ અગવડ વેઠવી પડે છે. એટલે વી. પી. કરવું અમે સ્તુત્ય ગણતા નથી. તેમ છતાં જો આ છઠ્ઠો અંક પહોંચ્યા પછી ઉપહાર ન આવે તો અમારી અનિચ્છાએ પણ સાતમો અંક વી. પી. થી મોકલવો પડે. આવી અનિચ્છનીય સ્થિતિમાં અમને નહિ મૂકવાને માટેજ આટલી વિનંતી યોગ્ય ધારી છે.

---

# मनुष्यना सन्निपात जेवां स्वनाशनां ८ पूर्व चिह्नो

જ્યારે મનુષ્યનો નાશ થવાનો હોય ત્યારે તેનામાં પ્રથમથી સન્નિપાત જેવાં ૮ ચિન્હો જણાય છે એમ નીચેના શ્લોકો કહે છે:-

अष्टौ पूर्वनिमित्तानि नरस्य विनशिष्यतः ।
ब्राह्मणान् प्रथमं द्वेष्टि, ब्राह्मणैश्च विरुध्यते ॥
ब्राह्मणस्वानि चादत्ते ब्राह्मणांश्च जिघांसति ।
रमते निन्दया चैषां प्रशंसां नाभिनन्दति ॥
नैतान्स्मरति कृत्येषु याचितश्चाभ्यसूयति ।
एतान् दोषान् नरो बुध्येत् बुद्ध्वा चैव विवर्जयेत् ॥

પ્રથમ બ્રાહ્મણો જોડે દ્વેષ કરી તેને યદ્વા તદ્વા બોલે છે,
બ્રાહ્મણો જોડે વિરોધ, ખોટો વાદવિવાદ કે ઝઘડો કરે છે,
બ્રાહ્મણની થાપણ, તેની વૃત્તિ કે દ્રવ્યને હરણ કરે છે, કરાવે છે,
બ્રાહ્મણો ઉપર ગુસ્સે થઈ તેમને મારી નાખવાની ઇચ્છા કરે છે,
બ્રાહ્મણોની નિન્દા ખોટણી કરીને કે તેવા લેખો લખીને રાજી થાય છે,
બ્રાહ્મણોની શાસ્ત્ર કે કોઈ ભલા માણસો પ્રશંસા કરે તે તેને ગમતી નથી.
બ્રાહ્મણ પ્રત્યે દ્વેષને લીધે શુભાશુભ કાર્યોમાં તેને નિમંત્રણ દેતો નથી અને કોઈએ દેવું હોય તો તેને મના કરે કરાવે છે,
કોઈ બ્રાહ્મણ પોતાના આંગણે કંઈ માગવા આવે તો તેને વક્રદૃષ્ટિથી જોઈ ઝોંખી અને તેને ધૂતકારી કાઢે છે.